સરસ્વતી ગ્રન્થમાળા. પુસ્તક બીજું.

# બાલયોગિની

## રસપૂર્ણ ઐતિહાસિક નવલકથા.



— લેખક —

કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ

બાલકવિ-જામનગર

(મૃણાલિની, સેલિમાબેગમ વગેરેના લેખક)



પ્રકાશક —

રતીલાલ બાલકૃષ્ણ ત્રિવેદી

સરસ્વતી પ્રિન્ટિંગ પ્રેસ

ઉમરેઠ.

કિંમત રૂપીઆ દોઢ.

ઇશ્વરકૃપાથી આજે બાલકવિની ઐતિહાસિક કૃતિ જનસમાજ
સમક્ષ સાદર કરતા આનંદ થાય છે અને આશા છે કે
સરસ્વતી ગ્રન્થમાળાના પ્રથમ પુસ્તક દૃષ્ટિની માફક
જનસમાજમા આ પુસ્તક પણ પ્રિય થઇ
પડો અને અમારી મહેનત સફળ
થાઓ

પ્રકાશક.

# પ્રસ્તાવના

જે સમયે અકબરે ચણેલી રાજ્યરૂપી ઇમારતના પાયામાથી એક પછી એક ઈંટો ખભળીને ખરી પડવા લાગી હતી, જે સમયે ભારતવર્ષની હિંદુ પ્રજા ધનલોભી બાદશાહ આલમગીરની રાજનીતિથી ત્રાહિ ત્રાહિ પોકારી રહી હતી, જે સમયે દક્ષિણમા મરાઠાઓ મુગલ સત્તાની સામે થઇને મુગલ નોકરશાહીને પરાજિત કરી ગયા હતા, જે સમયે પોતાની ડૂબતી જતી સત્તાને પુન સ્થાપિત કરવાને બાદશાહ આલમગીર જાતે દક્ષિણમા જઇને ફાંફા મારી રહ્યો હતો અને જે સમયે હિંદુ જમીનદારો તથા રાજાઓ ભયત્રસ્ત તથા કિંકર્તવ્ય વિમૂઢ થઇ ગયા હતા, તે સમયે બાદશાહ આલમગીરે મુર્શીદકુલીખાનને ઇ સ ૧૭૦૪ મા બંગાળાનો નવ્વાબ નીમ્યો હતો અને તેણે પોતાના નામ ઉપરથી ઇ સ ૧૭૨૬મા મુર્શીદાબાદ નામનુ નગર વસાવ્યુ હતુ મુર્શીદકુલીખાન એક વટલાએલા બ્રાહ્મણનો પુત્ર હતો અને પાછળથી તે જાફરખાનને નામે ઓળખાતો હતો બંગાળના નવ્વાબ તરીકેની મુર્શીદકુલીખાનની રાજનીતિ સાથે આ નવલકથાનો સબધ રહેલો છે

ઇ સ ૧૭૦૭ મા બાદશાહ આલમગીર મરણ પામ્યો અને ત્યાર પછી જે બાદશાહો દિલ્લીની ગાદીપર આવ્યા તેમનામા રાજ્યકાર્ય પટુતા ઓછી હતી ઔરંગજેબે જે જુલ્મ તથા ત્રાસ વર્તાવીને હિંદુસ્તાનના હિંદુ રાજાઓને વશ કર્યા હતા, તેજ જુલ્મ અને ત્રાસ ચાલુ રાખી રાજ્ય કરવાનો તેની પછીના બાદશાહોએ યત્ન કર્યો હતો, પરન્તુ ઔરંગજેબ જેટલી સત્તા તથા ચાતુર્યને અભાવે સુબાઓ અને નવ્વાબો મનસ્વીપણે પ્રાંતિક કાર્યભાર ચલાવતા અને ધીમે ધીમે દિલ્લીના બાદશાહોની અવગણના થતી તથા સુબાઓ અને નવ્વાબો સામેની ફરિયાદો બાદશાહના કાન સુધી પહોચવા પામતી નહિ ટૂંકામા પ્રાંતિક અરાજકતાનો પ્રારભ તે વખતે થઇ ચૂકયો હતો, છતા પ્રજા ભયત્રસ્ત અને દબાએલીજ રહેવા પામી હતી, તે વખતે અસ્તિત્વ ધરાવતી પરિસ્થિતિનુ આલેખન "બાલયોગિની" મા કરવામા આવેલુ છે

હાલમા જેને ગુલામી મનોદશા કહેવામા આવે છે, તે ગુલામી મનોદશાનુ ચિત્ર આદિથી અત સુધી સુદર રીતે આ નવલકથામા આ

લેખાયેલુ છે મુગલ અમલની ધૂસરી લાંબાકાળ સુધી વહ્યા પછી, પોતાના નીતિબળ, અસ્મિતા અને સ્વધર્માભિમાનને મોટે ભાગે ગુમાવી બેઠેલા રાજાઓ તથા જમીનદારોની કેવી દશા એ કાળમા થઇ હતી તેનો જેમ ઇતિહાસ સાક્ષી છે, તેવીજ રીતે હાલની જનતાની મનોદશાનો પણ ઇતિહાસ સાક્ષી છે મુગલિયા સત્તારૂપી વજ્રદંડના પ્રહારો મસ્તકપર સતત થતા રહેવા છતા બંગાળાના રાજાઓ તથા જમીનદારો માથા નીચા કરીને તે સહન કરી રહેવામાજ પોતાના રાજત્વનુ સાર્થક્ય માની રહ્યા હતા, પરસ્પર કુસંપથી પ્રેરાઇને નબળા બનતા જતા હતા, રાજમુકુટ જાળવી રાખવાના જૂઠા વ્યામોહથી પોતાની પત્નીનુ ખુલ્લુ અપમાન કરનારી શિક્ષાઓ મુસલમાની સત્તાને હાથે સહન કરી લીધા હતા, આ બધુ તેમના હરાઇ ગયેલા નીતિબળનુ અને ભુલાઇ ગયેલા સ્વધર્માભિમાનનુ પરિણામ હતુ, આ મનોદશા તે સમયે બંગાળાના બધા રાજાઓની થઇ ગયેલી હોય એવુ સામાન્ય રીતે જણાય છે, કારણકે અનેક અત્યાચારો વેઠવા છતા સ્વમાનથી પ્રેરાઇને તેમણે એકત્ર થઇ એ સત્તાનો પ્રતિકાર કરવાની હામ ભીડી જણાતી નથી પરન્તુ આ મનોદશાનો ભોગ થઇ પડેલો '**બાલયોગિની**'માનો યુવરાજ રઘુરામ એક યથાર્થ નમૂનારૂપ છે ગુલામી મનોદશાનો ભોગ થઇ પડેલી ચારિત્ર્યહીન વ્યક્તિઓ જેવી રીતે પોતાની સ્થિતિ માટે ખિન્ન રહેતી હોવા છતા અંગત લાભ મળતો હોય તો દેશદ્રોહ કરવાને પણ ભૂલતી નથી, તેવીજ રીતે યુવરાજ રઘુરામ મુસલમાની ધૂસરી હેઠળથી મુક્ત થવા ઇચ્છતો હોવા છતા વિગત મનોબળ હોવાથી સર્વોપરિ સત્તાની સામે થવાની કલ્પના કરતાજ ધ્રૂજી ઉઠે છે કિંબહુના એવી કલ્પના રજૂ કરીને દેશને માટે પ્રાણાર્પણ કરવાની સૂચના કરનાર કલ્યાણસિંહને ઘેલો ગણી કાઢે છે! દેશના રાજાઓ તથા યુવરાજોની નિર્બળતા ઉપર કટુ પ્રહાર કરનાર એ શૂર પુરુષ ઉપર તે કોપાય છે પણ ખરો! પોતાનીજ ગુલામી મનોદશાનુ વિવિધ રંગયુક્ત ચિત્ર પણ કોને ગમે? મનુષ્ય સ્વભાવમા મિથ્યાભિમાનના જે નૈસર્ગિક અંશો રહેલા છે તે નિર્બળ મનુષ્યમા વધારે ઉભરાય તેમા કાંઇજ નવાઇ નથી બંગાળના રાજાઓની એક નાની સભામા પણ આવીજ મનોદશા બહુ અંશે પ્રકટતી આ નવલકથામા દેખાય છે

બંગાળની આવી અધમ દશામા એક માત્ર કલ્યાણસિંહ—કલ્યાણી—બાલયોગિનીનુ ચરિત્ર આ નવલકથામા આશ્વાસન આપી આશાનુ દર્શન કરાવે છે. બાલયોગિની આરંભથી અંતપર્યન્ત અદ્ભુત કાર્યો કરે છે તે

પિતાનુ ઋણ ચૂકવી પિતાને નવ્વાબના બદિવાસમાથી છોડાવવા બહુ બહુ યત્નો કરે છે, અવસર મળતા તેને કારાગૃહમાથી નસાડે છે, અન્ય સ્વધર્મજ્ઞ ક્ષત્રિયને આશ્રયે રહી પોતાની પિતા પ્રત્યેની ફરજ બજાવે છે, બાગ સમુદ્રમા એકાદ મીઠી વીરડી જેવો એ ક્ષત્રિય ઉદયનારાયણ કાઇક ચિત્તને તુષ્ટ કરે તેવી વીરતા બતાવે છે, પરન્તુ પુન દેશનુ સામાન્ય દૌર્બલ્ય ત્યા પણ દેખાય છે લડાયક બળમા તે નવ્વાબી લશ્કરને પહોચી શકે તેમ નથી અને અધ પતિત થએલા બગાળી રાજાઓ તેને ટેકો આપી શકે તેમ નથી એવુ જોઇને તેને એક નાની લડાઇમા જય મેળવ્યા છતા નવ્વાબ સાથે માનભરી સુલેહ કરવાનીજ ફરજ પડે છે બાલયોગિની પોતાના પિતા, ભાઇ, ભોજાઇ સર્વ કોઇનો ભોગ આપે છે પતિની સેવાથી વચિત રહે છે, રાજ્ય ગુમાવે છે, સુખ ગુમાવે છે, પણ દેશને જાગ્રત કરી ધનરૂપી લોહી ચૂસનારા નવ્વાબની સામે થવા મથે છે પરન્તુ તેના એ મથનનુ પરૂ ફળ તેને મળતુ નથી છતા તેનુ દેશહિતની લડત માટેનુ જીવન મન ઉપર છાપ પાડયા વિના રહેતુ નથી કોઇપણ લોકહિતનુ કાર્ય પોતાના સ્વાર્થનું બલિદાન આપ્યા વિના થઇ શકતુ નથી તેનો બોધ બાલયોગિનીનુ ચરિત્ર આપે છે

સ્વામીના પ્રેમથી વચિત રહેલી નેશીસાના દુષ્ટ મનોભાવને સુમાર્ગે ચડાવવાનો જે વિધિ આ નવલકથામા યોજવામા આવ્યો છે તે પૂરો મનોવેધક છે. રેજાખાન નેશીસાને ચાહતો નથી પરન્તુ નેશીસા બગાળના નવ્વાબ મુર્શીદકુલીનખાનની પુત્રી હોવાથી અને રેજાખાનનો માન-મરતબો નવ્વાબની કૃપાનેજ આભારી હોવાથી નેશીસાની તે પ્રકટ અવગણના કરી શકતો નથી નેશીસા પોતાના પતિના આ વર્તનને સમજે છે અને તે પણ પતિ ઉપર પ્રેમ ભાવ રાખી શકતી નથી જ્યા પતિપત્ની વચ્ચે 'સમર્પણ'ની-'દાતૃત્વ'ની ભાવના નથી પરતુ 'ગૃહિતૃત્વ'નીજ વૃત્તિ હોય છે, ત્યા ઉભય અસતુષ્ટ જ રહે છે પતિ ઇચ્છે કે હુ પત્ની તરફથી સુખ મેળવુ અને પત્ની ઇચ્છે કે હુ પતિ તરફથી સુખ મેળવુ ત્યા આ ગૃહિતૃત્વની વૃત્તિ હોય છે અને ત્યા બન્નેમાથી એકને પણ સુખ પ્રાપ્તિ થઇ શકતીજ નથી પરન્તુ પતિ અને પત્ની ઉભય પરસ્પર પોતાનુ જે કાઇ હોય તે દાન કરવાની-સમર્પણ કરવાની ભાવનાથી સસારમા વિચરે છે, ત્યા બન્ને સંપૂર્ણ સુખ તથા આનદ ભોગવે છે જ્યા સુધી નેશીસામા ગૃહિતૃત્વની એકલી વૃત્તિ ઉત્કટ હતી ત્યા સુધી તે અસતુષ્ટ રહી પરન્તુ પત્નીધર્મનુ

રહસ્ય સમજીને દાતૃત્વની ભાવનાને તે ધારણ કરતી થઇ એટલે તત્કાળ તેના પતિ કેદખાનામા પણ ચમત્કારિક દાતૃત્વ પ્રકટ થયુ, તે નેરીસાના હૃદયને સમજ્યો અને ઉભય સુખી થયા આર્યધર્મ તો કહે છે કે પતિ કે પત્નીના દાતૃત્વની ભાવનાનુ પ્રત્યુત્તર કદાચિત્ દાતૃત્વથી ન મળે, તથાપિ જે પતિધર્મ અને પત્નીધર્મને યથાર્થ સમજે છે, તેને તો પોતાના અપેક્ષા રહિત દાતૃત્વમાજ સર્વ સુખો તથા આનદ રહેલા છે એવા એક તરફી પણ પવિત્ર સમર્પણની કેળવણી પામેલા હૃદયોજ પ્રભુને સ્વહૃદયનુ સમર્પણ કરીને તેના ભક્ત થઇ શકે છે

" બાલયોગિની " મા જેવી રીતે ઇતિહાસ ઉપર ઘટાવવામા આવેલુ **બોધકતત્વ** છે, તેવીજ રીતે **કલ્પનાને આધારે** સુગ્રથિત કરવામા આવેલુ **બોધકતત્વ** પણ રહેલુ છે **હિંદી** અને **મરાઠી** ગ્રથોના આધારે આ નવલકથા શ્રી **બાલકવિએ** લખી છે અને ગુજરાતી ભાષામા તેને આલેખતા જે **સચોટતા** આણવી જોઇએ તે **ઘણે અશે** તે **આણી શકયા છે**, છતા કેટલીક સૂચનાઓ લેખકને કરવાની હુ આવશ્યકતા જોઉ છુ પુસ્તકની ગુજરાતી ભાષાની સરળતા ઉપર તેમણે જેટલુ લક્ષ આપ્યુ છે તેટલુ તેમણે તેની શુદ્ધતા ઉપર આપ્યુ હોત તો વધારે આદરણીય ગણાત તત્સમ સસ્કૃત શબ્દોની જોડણી પણ કેટલેક સ્થળે અશુદ્ધ થઇ છે અને સ્થળ તથા સમયના પ્રાસગિક ચિત્રોનુ આલેખન કરતા તેમણે ઉપર ચોટીયા કથનો કરીને પતાવી દીધુ છે, તે લેખકની અતિ સક્ષેપયુક્ત શૈલીનેજ આભારી છે તેમની કવિતાઓના સબધમા પણ તેમજ કહેવુ પડે છે જો કે કવિતાઓમા ઘણે સ્થળે સુદર કલ્પનાઓ છે, જોઇએ તેવી સરલતા અને સ્ફુટતા પણ છે આટલી અપૂર્ણતા જો કોઇ ગુજરાતી લેખકમા હોત તો હુ તેને તેની માતૃભાષાને લીધે ઠપકો આપત, પરન્તુ શ્રી **બાલકવિ** એક **મહારાષ્ટ્રીય** ગૃહસ્થ છે, ગુજરાત અને કાઠિયાવાડના સસર્ગમા અમુક કાળ રહીને તેમણે ગુજરાતી ભાષા ઉપર આટલો કાબુ મેળવ્યો છે અને હજી પોતાના ગુજરાતી ભાષાના અભ્યાસમા આગળ વધીને તે ભાષાને સપૂર્ણ રીતે અપનાવી લેવાનો તેમને ઉમગ છે, તેટલા માટે હુ તેમને ધન્યવાદ આપુ છુ અને પોતાના પ્રયાસમા નિરુત્સાહ ન થવાની સૂચના સાથે વિરમુ છુ

**અમદાવાદ** તા ૧૬મી મે<br>૧૯૨૫, શનિવાર } **ઠક્કુર નારાયણ વિસનજી**

# નિવેદન

ચાલતી વીસમીસદીમા સાહિત્યના પુસ્તકોમા નવલકથાઓનુ પ્રમાણ લગભગ પોણોસો ટકા જેટલુ વધેલુ જોવામા આવે છે, અને તે ઘણુ ભાગે અન્ય ભાષાના પુસ્તકોમાથી શબ્દશ ઉતારો અગર તો અમુક ભાગનુ રૂપાન્તર કરીને લખાયેલી હોય છે આ નવલકથા પણ લગભગ તેવાજ પ્રકારની છે ધાર્મિક, જ્યોતિષ કે ભૂગોળને લગતા અગર તો વિજ્ઞાન-હુન્નરના પુસ્તકો તેટલા પ્રમાણમા કેમ નહિ લખાતા હોય એમ સ્વાભાવિક શકા થાય પરતુ તેનો ખુલાસો રા વૃજલાલ વર્માની લખેલી "**સૌરાષ્ટ્રનો શિરતાજ**" નામક નવલકથાની મારી લખેલી ભૂમિકામા મે લખ્યો છે એટલે અત્રે પુનરૂક્તિ કરતો નથી

ઇશ્વરદત્ત મળેલ વિચાર શક્તિને લીધે માનવી પ્રાણીઓમા નકલ કરવાનો-અનુકરણ કરવાનો ગુણ વધારે પડતો હોય છે બાળક કે જેને બોલતા આવડતુ નથી હોતું, ત્યારે તેને જેના પરીચયમા મૂકવામા આવે છે તેના શબ્દોનુ અનુકરણ કરી તે બોલતા શીખે છે, અબોલ પ્રાણીઓમા પણ અનુકરણનો ગુણ તો હોય જ છે જગલમા રહેતુ બ્હીકણુ પ્રાણી હરણ કે મનસ્વી વર્ત્તવાવાળા હાથી કે રીછ વગેરેને પાળવામા આવે છે, ત્યારે તે પણ મણસને ગમતી વાતનુ અનુકરણ કરી પોતાના જાતિસ્વભાવને ભૂલે છે ટુકામા કુદરત સત્વળાને અનુકરણ કરતા શીખવે છે હવે કોનુ અનુકરણ કરવુ શ્રેયસ્કર છે? તે માત્ર માનવીપ્રાણીમા વિચાર શક્તિ હોવાથી તે ઠરાવી શકે છે જો સારી વસ્તુનુ અનુકરણ કરાય તો જીવન સુધરે છે અને નઠારી વસ્તુનુ અનુકરણ થાય તો બગડે છે એટલે અનુકરણ કરવાની બાબત આદર્શ બનાવે તેની હોની જોઇએ પુસ્તકો એ તેવા જ આદર્શ અનુકરણીય છે પરતુ તેની ઇમારત એકલી કલ્પનાથી ઉભી થએલ હોવા કરતા પ્રત્યક્ષ બનાવના આધારે રચાએલી હોય તો તે ખરી અસર-કારક નીવડે છે

હવે ભારતભૂમિના યથાતથ્ય લખાએલ બનાવ ઘણા ઓછા ઉપલબ્ધ છે કેમકે આ ભૂમિ ઉપર વિદેશીઓના આક્રમણને લીધે અશાન્તિમય જીવનમા કોઇએ તેવી પૂરી નોધ કરી નથી અને થોડી ઘણી મળી આવે છે, તો તે "જીસકે રાજમે રીજીએ ઉસ્કા કહા કીજીએ" એ લોક કહેણીને અનુસરતી હોવાથી બીજા દેશોની જેમ સકળનાબદ્ધ ઇતિહાસ

પૂરો પાશરો મળી આવતો નથી એ ખેદનો વિષય છે તો પણ જે મળે છે તેને "મનડા ઘી કરી માનજે" એ પ્રમાણે માનીને વિદ્વાન્ ઇતિહાસજ્ઞ લેખકો એ વિસ્કલિત ઇતિહાસમાથી મળી આવતા બનાવના પુષ્પો હાથ ધરીને તેને બોધક કલ્પનારૂપ દોરામા પરોવી એની સુદર માળા વાચકોના હાથમા મૂકે છે જે અનુકરણરૂપ થઇ પડે છે અહીં એટલુ ખાસ વિચારવા જેવુ છે કે તેમા "રોટલા કરતા અથાણુ વધારે" ન હોવુ જોઇએ, એવી મારી નમ્ર માન્યતા છે પણ આજકાલ આશ્ચર્યની એ બીના છે કે અન્ય દેશોના રીતિરિવાજ પ્રમાણેના બનાવોથી આલેખાએલ નવલકથાનુ રૂપાન્તર કરી, ભારતભૂમિના ઇતિહાસમાના એકાદ નજીવા પ્રસગને શોધી તેને ફીટ કરી દેવામા આવે છે આનુ પરિણામ એ આવે છે કે પરસ્પર વિરોધી એવા રીતિરિવાજ અને આચારવિચારની ઘટનાના પ્રભાવે તે કૃતિ અનુકરણીય ન હ બનતા હાનિકર્તા નિવડે છે

આ 'બાલયોગિની' નવલકથા ઐતિહાસિક બનાવ સાથે થોડી કલ્પનાના મિશ્રણથી ગુથેલી પુષ્પમાળા છે તે લખાયાને દશકા ઉપરાન્ત સમય થવાથી અત્યારે ગાધીયુગની માન્યતા પ્રમાણે હિન્દુ મુસલ્માનોની રખાતી પરાણે પ્રીતડીના તત્વો તેમા જોવામા નહિ આવે, પરન્તુ લોભ લાલસા ભર્યા નવાબી અમલના અગે હિન્દુઓને અન્યાય મળવાથી વધારે પડતું દુખ પામ્યા છતા હિન્દુઓએ પોતાનો સહનશીલતા ભર્યો અને પરોપકારવૃત્તિનો જાતિસ્વભાવ છોડયો નથી એ જોવામા આવશે

નેફિસા બેગમના સ્વભાવ વૈચિત્ર્યનુ પરિવર્ત્તન કરવામા બાલયોગિની એ જે પ્રયાસો કર્યા છે અને તેની સત્ય હકીકત જાણ્યા પછી મહમદ રેજાખાન જેવી વ્યક્તિ પણ તેના તરફ કેટલી બધી માનભરી નજરે જોતી થઇ છે, એ ઉપરથી મુસલ્માન જાતિના ઉદાર અત કરણની સાબીતી થાય છે એટલે આ લેખ પક્ષપાતી નથી એમ કોઇપણ સહૃદય મુસલ્માન ભાઇને જણાયા વિના રહેશે નહિ

આ પહેલાની "**મૃણાલિની**" નવલકથાનો અનુવાદ કેટલેક અશે લોક રૂચિને પાત્ર થતા આ પુસ્તક લખવા સ્ફુરણા થઇ અને તે શ્રી. સરસ્વતી પ્રેસના માલિકોએ પ્રકટ કરી, મારી આતરવૃત્તિને પોષી તે માટે તેમનો આભાર માનવો અસ્થાને નથી.

એ "**મૃણાલિની**" ના અવલોકનમા-તેની અર્પણ પાત્રકા રા.

શંકરલાલ માણશંકર ગોવિંદજી બી એ એમને કરેલ હોવાથી રા વાડીલાલ મોતીલાલ શાહ " × × આર્થિક સહાય મેળવવા ખાતર સામાન્ય વ્યાપારીને " ભારતભૂમિને ખાતર સ્વાર્થ ભોગ આપનારનો " ટાઇટલ આપવા જેટલી હદે 'નીચા ઉતરવુ' કેમ પસંદ પડતુ હશે?" આવો એક કટાક્ષ કરેલો છે પરતુ મારે નિડરતાથી તેનો અહીં ખુલાસો કરવાની તક લેવી પડે છે કે તેની આર્થિક સહાય લેવા ખાતર એ વિધિ કરવામા આવેલ નથી અને તેવી યત્કિંચિત્ પણ આર્થિક સહાય લીધી કે મળી નથી માત્ર બધુભાવથીજ તેમ થએલ છે તો પણ તેવા શંકિત દોષારોપણને સ્થાન નહિ મળતા આ પુસ્તકની અર્પણપત્રિકાનીજ આવશ્યકતા ધારી નથી.

શ્રીયુત્ ગ નારાયણ ઠક્કુર જેવા સૂક્ષ્મ અવલોકન કરનારા નવલ કથાકાર સાક્ષર બન્ધુ પાસે માર જેવા અન્ય માતૃભાષાવાળા લેખક પ્રસ્તાવના લખાવવા આગ્રહી બનવુ એ સાહસ જેવુ તો ખરૂજ પરન્તુ આજ પર્યંતના મારા ગુજરાતી ભાષાનુભવમા મારાથી કેટલુ આગળ વધાયુ, તેની કસોટી માટે તેમ કરવુ મને વાસ્તવિક લાગ્યુ છે ઉપર કહ્યા પ્રમાણે દશકા પહેલાનુ લખેલ, અને તે પછી ફરી વાચી વિચારવા જેટલો અવકાશ ન મળ્યો, એટલુજ નહિ પણ પ્રકાશકની ઇચ્છા અનુસાર તેમણેજ જોઇતો ફેરફાર કરી લીધેલો અને પ્રુફો પણ તપાસવાની મને તક ન આપી, તેથી પ્રસ્તાવનામા જેટલી સખત ટીકા થવાની ભીતિ હતી, તેટલી આ પ્રસ્તાવનમા થઇ હોય એમ મને જણાતુ નથી એ શ્રીયુત્ ઠક્કુરની મારા તરફની સુજનતાજ છે વિશેષમા તેમની શારિરિક પ્રકૃતિ અસ્વસ્થ છતા અને અનિવાર્ય અન્ય સાહિત્ય વ્યવસાય છતા ભાઇ ચુનીલાલ શાહને પરિશ્રમ આપીને પણ મારી માગણીનો સ્વીકાર કરી, પ્રસ્તાવના લખી આપી એ માટે તેમનો હુ અન્તઃકરણ પૂર્વક ઋણી છુ

છેવટમા—" ડરીને કાવ્ય ન લખવુ, લઘુ ગણીને દોષ કોઇ મુજ દેશે,
શુ બાધવા ઘરોના, આગળ જાતા ધૂશો દરો કરશે "

એ મહારાષ્ટ્રીય મયૂર કવિના પ્રોત્સાહક શબ્દોને લક્ષમા રાખી, મારી કલમ યથા શક્તિ સાહિત્ય સેવા બજાવતી રહે એવી શ્રી સરસ્વતી દેવી પાસે યાચના કરી આ લખાએલ નિવેદન પુરૂ કરૂ છુ

બાલમન્દિર—જામનગર
વિક્રમાંક ૧૯૮૧
જેષ્ટ શુકલ ૨.

ભવદીય,

બાલકવિ.

**આ નવલકથાના લેખક બાલકવિની રસમય કલમથી**
**લખાએલ વાંચવા લાયક પુસ્તકો.**

---

(૧) **મૃણાલિની**-સાચા પ્રેમનુ ગ્હસ્ય સમજાવતી, વડોદરા, જુનાગઢ વગેરે રાજ્યોના કેળવણી ખાતાયે લાયબ્રેરી માટે મંજુર કરેલ, અને જાણીતા પત્રકારો, સાક્ષરોના ઉત્તમ અભિપ્રાય મળેલ, ગ્સમય ઐતિહાસિક નવલકથા (થોડીજ નકલો સિલક છે) કિંમત રૂ ૧-૪-૦

(૨) **પ્રેમગુચ્છ** યાને શહેનશાહબાનુ સેલિમા બેગમ -શુદ્ધ પ્રેમને ખાતર પ્રાણાર્પણ કરનાર સેલિમાનુ ચરિત્ર વાચી આસુ ટપકયા વિના રહેતા નથી ! તેની ઉત્તમતા ત્રીજી આવૃત્તિ નીકળવાથીજ સિદ્ધ થાય છે કિંમત રૂ ૦-૮-૦

(૩) **પ્રેમમન્દિર.**-રાજપૂતાનાની ઐતિહાસિક ઘટનાનુ કરૂણાપૂર્ણ ચિત્ર કરણસિંહ અને લલિતાદેવીનુ સ્વર્ગમીલન હૃદયને પિગળાવે છે ! કિંમત રૂ ૦-૮-૦

આ સિવાય પ્રણયલીલા, મનોરમા વગેરે નવલકથાઓ અને ભક્તિ-પ્રતાપ, કલકિતચંદ્ર વગેરે મનહર તરજો અને છટાદાર ભાષણો સાથેન નાટકો માટે પત્રવ્યવહાર કરો.

**બાલકવિ-જામનગર.**

---

# બાલયોગિની

## પરિચ્છેદ પહેલો -

## નવાબી અમલ !

રડાવી રાકડી રૈયત ઢ્હાવ કષ્ટથી નાખ્યા,
કરો એના વધારે કે, રહે ના ટકના દાણા,
ન ખાલી ચોરીનો ફેરો જન્મ કે મરણનો વરો,
ન ભરતા રાજ્યથી પડનો બ્હેન ગૈરી ઉપર ગેરો !
જુલમગારો અમલદારો મૂકી ડર માતનો મહાલે
ખુદાના ખોફથી અંતે મરે એ દૂતગ હાલે-

વર્ષાના દિવસો વિરહિણીઓને વ્યથા કરનાર હોય છે વરસાદનુ સરવરીયુ હમણાજ વરસીને વિરમ્યુ છતા ધરાદેવી શાન્ત થઇ ન હતી આકાશ વાદળાથી ઘેરાયલુ હતુ વચમા વચમા વાયુ લહરીઓ પણ ઉદાસીનતા દર્શાવતી હતી અસ્તાચલે જતા સવિતાપતિ, એ વાદળાની ગીરદીમાથી રસ્તો મેળવીને, પાવસની ધારાથી જર્જરિત બનેલી વસુધાસુન્દરીને સતોષવા પોતાના કિરણ રૂપી કર પ્રસારતા હતા

આ વખતે કલ્યાણકુમારી ગોષ્ઠવિહારના રાજભવનના એક દિવાનખાનામા એકલી ચિન્તામગ્ન બેઠી હતી તેણીના વિશાલ અને તેજસ્વી નેત્રોમાથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહીને અત્યારે નેત્રો જીવન વિહીન થયા હતા, હજુ પણ વચમા વચમા રડવાનો ઉમળકો આવી જતો સૂર્યના રક્તકિરણો બાજુની બારીમાથી તેના શરીર ઉપર ત્રાસા પડતા હતા, પણ તે તરફ તેનુ લક્ષ ન હોતુ તે શૂન્ય દષ્ટિ વડે મેઘાચ્છાદિત નભોમડળ તરફ વારવાર જોતી અને નિશ્વાસ નાખતી ખરેખર! કલ્યાણકુમારી બાહ્ય વિરાટ સૃષ્ટિની એક નાની સરખી પ્રકૃતિજ હતી ! એમ કહેવુ ખોટુ નથી

એટલામા મહાલયના દ્વારમાથી નૂપુરનો મંજુલ ધ્વનિ સભળાયો કલ્યાણકુમારીએ તરત પાછળ જોયુ તો તેની ભાભી લલિતાદેવીને આવતી દીઠી કલ્યાણકુમારીએ સાવધ થઇ પહેરેલી સાડીના છેડાથી આખો લૂછી સ્મિતપૂર્વક તેનુ સ્વાગત કર્યું, તથાપિ તેના અત કરણમાની ખિન્નતા લલિતાદેવીથી છાની ન રહી !

લલિતાદેવીએ કલ્યાણકુમારી પાસે બેસીને પ્રેમથી કહ્યુ– “ બ્હેન ! એકની એક વાતને રાત્રીદિવસ મનમા આણીને નાહક શા માટે દુખી થાઓ છો ? તમારા પ્રિયપતિની શોધ માટે સતત પ્રયાસો ચાલી રહ્યા છે, અને પ્રભુકૃપાથી તેમનો પત્તો સત્વર મળશેજ, એટલે તેમના સમાગમથી આપ સર્વ રીતે સુખીયા થશો અને અમને બધાને પણ સતોષ મળશે ’

‘ વહાલા ભાભી ! પતિથી તજાયલી–વિયોગી–વિરહિણી –વામાની શી દશા થાય છે ? તેનો અનુભવ આપને નથી, અને એ કડવો અનુભવ તમને તો શુ પણ કોઇ દુશ્મનને યે પ્રભુ ન કરાવે ! ’

લલિતાદેવી અશ્રુપૂર્ણ નયનથી કલ્યાણકુમારી તરફ જોતા કપિત સ્વરે બોલી– “ બહેન ! વિયોગ દુખ કેવુ અસહ્ય હોય છે, તેનો હમણા હમણા મને પણ કઇક અનુભવ મળવા માડયો છે ! ”

કલ્યાણકુમારીએ લલિતાદેવીના અશ્રુ પોતાની સાડીના છેડાથી લૂછતા પૂછ્યુ– “ શુ મારા ભાઇ કાઇ વિદેશ તો નથી ગયા ને ? આપણીજ-જાગીરમા વસુલાત માટે ગયા છે, બે દિવસે પાછા આવશે, તેના માટે આટલી બધી ચિન્તા શાની કરો છો ? બાકી તમો બન્નેનો આવો પ્રેમ જોઇ હુ બહુ રાજી થાઉં છુ, પણ મોટાભાઇથી રાતદિવસ ઘરમા બેસી રહેવાય ? તેમ કરે તો વસુલાત કયાથી થાય અને મુરશીદાબાદથી

બાપુજીનો છુટકારો પણ શી રીતે થાય ? બચ્ચુ ! બાપુજીની આ થયેલી સ્થિતિથી મારી એક ફીકરમા આ બીજી ઉમેરાઈ ! મન કયાંઇ સ્થિર થતુજ નથી ! ”

“ ખરેજ ! બાપુજી એ નરપિશાચના હાથમાથી છુટીને એકવાર ઘેર આવેને તો બધાની ચિન્તા દૂર થાય ચાલો બા ! હવે દીવાનો વખત થયો એટલે તે પ્રકટીને કાઇ પ્રભુ પ્રાર્થના કરીએ, તેજ નિરાધારના આધાર આપણા સકટનો અત આણશે ”

બન્ને નણદ-ભોજાઇ ત્યાથી ઉઠીને અદર દેવમદિરમા ગઇ.

બસો વર્ષ પહેલા બગાલામા ગોષ્ઠવિહાર નામનુ એક મ્હોટુ સસ્થાન હતુ મુગલ બાદશાહોના સમયમા તેના સરખા બીજા પણ ઘણા સસ્થાનો હતા હજુ પણ નડિયા જીલ્લામા ગોષ્ઠવિહાર નામનુ સ્થાન પોતાના પ્રાચીન વૈભવની સાક્ષી આપતુ જીર્ણ દશામા દૃષ્ટિગોચર થાય છે

ગોષ્ઠવિહારના વિધુરાવસ્થા ભોગવતા રાજા ગોપીકૃષ્ણરાય, એમને કલ્યાણકુમારી એ એકજ કન્યા, અને ગોવિન્દરામ નામનો એકજ પુત્ર એમ બે સતતી હતી કલ્યાણકુમારી સ્વરૂપવાન અને અતિશય પ્રેમાળ સ્વભાવની હોવાથી પિતા અને ભાઇ બન્નેની તેના ઉપર બહુ પ્રીતિ હતી ગોવિન્દરામની તરૂણ પત્નિ લલિતાદેવીનો પણ કલ્યાણકુમારી ઉપર—ન્હાની નણદલ ઉપર —સગી બહેન કરતા પણ વધારે પ્રેમ હતો

બગાલ, બિહાર અને ઓરીસા પ્રાન્ત ઉપર મુગલ બાદશાહ તરફથી મુરશીદકુલીખાન નીમાયા પછી, તેણે પોતાના નામે મુરશીદાબાદ નામનુ શહેર વસાવી ત્યા પોતાની રાજગાદી સ્થાપી નવાબી અમલ ગજાવવા માડયો.

મુરશીદકુલીખાનની નિમણુક થતા પહેલા બંગાલ, બહાર અને ઓરીસા એ પ્રાન્તના રાજાઓ અને જમીનદારો તરફથી

સરકાર દેવુ વસુલ આપવાની બાબતમા ઘણીજ અવ્યવસ્થા ચાલતી હતી. મોટી રકમની બાકીઓ જમીનદારો પાસે ખેંચાતી હતી; તેનુ કારણુ વસુલાત ભરવામા તેમનો પ્રમાદ હતો એવુ ન હતુ, પણુ દેશની દશાજ તેવી કફોડી થઇ હતી. આલમગીરના મરણુ પછી દિલ્હીના તખ્ત માટે તેના શહાજાદાઓ વચ્ચે કલેશ અને કપટ–કારસ્થાનો ચાલતા હતા તેમજ એ અરસામા દક્ષિણુના મરેઠાઓની સ્વારીઓ થવા માડી ! આ મરેઠાઓની સ્વારીથી દેશ પાયમાલ થયોજ, તેમા વળી વિદેશી વ્યાપારીઓ પોતાની કપટજાળ પાથરી ધાર્મિક તેમજ ઔદ્યોગિક પાયમાલી કરવા લાગ્યા, અને આવા અધાધુધીના સમયમા થનારી સ્થાનિક ભામટાઓની લૂટફાટ, ઇત્યાદિ કારણોને લીધે પ્રજા વર્ગ બહુજ હેરાન હતો. તેમના તરફથી જમીનદારોને વખતસર વસુલાત આવતી નહિ અર્થાત્ તેમનાથી સરકાર દેવુ ભરાતું નહિ જેનું પરિણામ એ આવ્યુ કે બંગાલના નવાબ તરફથી કેટલાક વર્ષો થયા દિલ્હીના બાદશાહને એક પાઇ સરખી પણુ પહોચતી નહિ

આવા સજોગોમા એકદમ મુરશીદકુલીખાનનો અત્યત ક્રુર અને રાક્ષસી અમલ શરૂ થયો વાર્ષિક ખડણીની રકમો, વસુલાતના કઠક નિયમો અને અત્યાચાર ભરી શાસન પદ્ધતિથી બિચારા ન્હાના રાજાઓ અને જમીનદારો બહુ ત્રાસ પામ્યા ! પ્રાણુ અને પોતાના કુળની માન–પ્રતિષ્ઠા કેવી રીતે જાળવી શકાશે એજ ચિન્તા રાત્રિદિવસ રહેવા લાગી

નવાબ કુલીખાને સઘળા દેશના તેર વિભાગો પાડીને દરેક ઉપર એકેક સુબેદાર નીમ્યો. અને તેના તાબામા કેટલીક ફોજ પણુ સોપી. પોતાના વિભાગોમાની રાજ્ય વ્યવસ્થા અથવા તો પ્રજાના રક્ષણુ તરફ એ સુબાઓને બીલકુલ ધ્યાન આપવાનુ ન હતું કારણુ કે રાજાઓ અને જમીનદારોને તે સ્વતત્ર સત્તા સોપેલી હતી માત્ર તે વિભાગમાના કોઇ જમીનદાર તરફથી

સરકારની ખંડણી વખતસર ન ભરાતી, તો તે વસુલ કરવા સારૂ ફાવે તેવા અત્યાચારો વાપરવાની તેમને સંપૂર્ણ સત્તા હતી.

નવાબ મુરશીદકુલીખાને પોતાની પૈત્રીના પતિ મહમદ-રેઝાખાનને સઘળો રાજવહિવટ સોપ્યો હતો રેઝાખાન અમાનુષી અત્યાચારો કરનારો, ક્રુર રાક્ષસ હતો. તે ખંડણી વસૂલ કરવા માટે જમીનદારો ઉપર જે ભયંકર અત્યાચારો કરતો, તેવા અત્યાચારો-કોઇ પણ દેશમા, કોઇ પણ કાળે કોઇએ પણ વર્તાવ્યાનો દાખલો મળશે નહિ ! જમીનદારો તરફ ખંડણીની બાકી લેણી થતા તેમના તરફ હુકમો મોકલી તેમને મુરશીદા-બાદ બોલાવતો, અને હલકા દરજ્જાના અપરાધીઓની માફક ફટકા મરાવતો, કોઇને આખો દિવસ સખત તપતા તાપમા ઉભા રાખતો, કોઇને સઘળી રાત્રી ઠંડા પાણીની અંદર ડુબાડી રાખતો, તો કોઇના હાથ અને પગ હેડમા નાખી ગોટમોટ કરી દેતો !

શિવાય તેણે એક મોટું તળાવ બનાવ્યુ હતું, જેમા તમામ શહેરમાના ગંદાપાણીની ગટરો અને મળમૂત્રની નહેરો વાળી હતી. એ તળાવમાથી એવી તો દુર્ગંધ ફેલાતી કે તેની બાજૂથી રસ્તે જતા માણસો નાકે રૂમાલ દીધા વિના ત્યાથી પસાર થઇ શકતા નહિ ! જે જમીનદાર તરફથી કોઇ રસ્તે ખંડણી વસુલ થઇ શકતી નહિ તેમને આ નરકકુંડમા ઉભા રાખવામાં આવતા. હિન્દુધર્મના ઉપહાસ માટે આ પ્રત્યક્ષ નરકાગારને વૈકુંઠ એવુ નામ આપવામા આવ્યુ હતું. ગ્રેન્ડફ સ્ટુઅર્ટ અને પ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસકારોએ પોતાના લેખોમા આ વૈકુંઠનો-નરકાગારનો નિર્દેશ કર્યો છે. હાલ મુરશીદાબાદનો કિલ્લો છે તેની દક્ષિણેજ આ વૈકુંઠ હતું.

કોચવિહારના રાજા ગોપીકૃષ્ણરાયની પાસે પણ તેવીજ ખંડણીની બાકી રહેવાથી રેઝાખાને તેને હુકમ મોકલી

મુરશીદાબાદ બોલાવ્યો હતો ગોપીકૃષ્ણરાયને થનારા અત્યાચારની ભીતિનું પ્રથમજ ભાન થયુ હતુ તેથી તેણે બનતા પ્રયાસે ભેગી થઇ શકે તેટલી રકમ ભેગી કરી સાથે આણી હતી પરન્તુ તેનો સ્વભાવ દયાળુ હોવાથી પોતાની રાકડી પ્રજા ઉપર જુલમ ગુજારીને તેમની પાસેથી પૈસો કઢાવવો એ તેમનાથી બનતુ ન હતુ તેથી બહુ તકાદો કરતા છતા ખડણીની બાકી રહેલી રકમનો અર્ધ ભાગ જેટલી રકમ જેમ તેમ ભેળી થઇ હતી, તેટલીજ લઇને તે વૃદ્ધ મુરશીદાબાદ આવ્યા અને બાકીની રહેલી અર્ધ રકમ વસુલ કરીને, અગર કરજે કાઢીને પણ તુરત મોકલી આપવા પુત્ર યુવરાજ ગોવિન્દરામને નીકળતી વખતે તાકીદ સાથે કહ્યુ હતુ પિતાની આજ્ઞા પ્રમાણે ગોવિન્દ રામ પોતાના રાજ્યમા વસુલાત માટે ફરતો હતો

ખડણીની આણેલી અર્ધ રકમ રજુ કરવાથી રેઝાખાન કાઇક શાન્ત થઇને બાકી રહેલી રકમ ભરવાને થોડીઘણી મુદત આપશે, અને તે દરમ્યાન ગોવિન્દરામ તરફથી રકમ આવી પહોચશે, એટલે પોતાપર અત્યાચાર નહિ થાય એવી ગોપીકૃષ્ણ રાયને બહુ આશા હતી, અને તેણે મુરશીદાબાદ આવની વખતે પોતાની પ્રિય પુત્રીને તેવુજ આશ્વાસન આપ્યુ હતું પરતુ મહમદરેઝાખાનના અમાનુષી અત્યાચારની હકીકત કલ્યાણકુમારીએ ઘણીવાર ઘણાઓને મોઢેથી સાભળી હતી જેથી પોતાના વૃદ્ધ પિતાશ્રીની સુરક્ષિતતા માટે તેને બહુ ચિન્તા થતી હતી મોટાભાઇ બાકીની રકમ લઇને ક્યારે આવે ? અને ક્યારે તે મુરશીદાબાદ પહોચે એમ તેને થઇ રહ્યુ હતુ

કલ્યાણકુમારીની ઉમ્મર વીસ વર્ષની થઇ હતી તેના લગ્ન થયાને સાત વર્ષ વિત્યા છતા બિચારીને પતિગૃહે જવાનો અવસર અદ્યાપિપર્યંત એકેવાર આવ્યો ન હતો તેના સસરા

 દ્વારકાનાથ અને પતિ નીલકઠરાય એ બન્ને મુરશીદા-

બાદમાજ રહેતા હતા પરતુ ત્રણેક વર્ષ પહેલા દુષ્ટ રેઝાખાનના અત્યાચારનો તે વૃદ્ધ સરદાર પણ ભોગ થઇ પડયા હતા ! તેમની જાગીર ખાલસા થઇ, તેમનો બગલો પણ રેઝાખાને લઇ લીધો, એટલુ જ નહિ પણ તેમની બીજી પણ સઘળી સપત્તિ જે કાંઇ હતી ન હતી તે લુટી લીધી હતી ! આ વખતે યુવાન નીલકઠરાય પોતાની વિધવા માતા સાથે મુરશીદાબાદથી ગુમ થયો હતો, અને તે પછી તેનો કોઇને પત્તો લાગ્યો ન હતો ગોપીકૃષ્ણરાયે પોતાના એ જમાઇની ગુપ્ત રીતે શોધ ચલાવી હતી કેમકે જાહેર રીતે નવાબના શત્રુની તપાસ ચલાવવાથી પોતાના ઉપર પણ તેવોજ વખત આવી પહોચે એવી તેને ભીતી જણાતી હતી

યોગ્ય વયની કુલ્યાણકુમારી પતિ સબધીની ચિન્તાથી વ્યાકુળ હતી તેમા વળી પોતાના વહાલા પિતાશ્રીની ફીકરથી ઉમેરો થતા તે અતિશય ઉદાસ બની હતી ! તે ખિન્ન અત કરણથી ઘણોખરો વખત એકાન્તમા બેસીને શૂન્યદષ્ટિ વડે બાહ્ય સૃષ્ટિ તરફ જોતી રહેતી

તેનો ભાઇ ગોવિન્દરામ બીજે દિવસે ગોષ્ટવિહારમા પરત આવ્યો તેણે જાગીરના પૂર્વ ભાગમાથી બની તેટલી રકમ વસુલ કરીને આણી હતી પણ તેટલી રકમથી નવાબની બાકીમાની અર્ધી રકમની એ ભરતી થાય તેમ ન હતુ ! જેથી કુલ્યાણકુમારી ગભરાઇ, હવે પોતાના પિતાની અત્યાચારથી મુક્તતા થવાની આશા નથી એમ તેને લાગ્યુ તોપણ ભેળી થએલી રકમ તુરત મુરશીદાબાદ મોકલી આપી, બાકીની રકમ ભેળી કરી થોડી મુદતમા મોકલી આપવાનુ કહેવાથી રેઝાખાન કાંઇ શાન્ત થશે અને પિતાશ્રીને હેરાન કરશે નહિ એવુ કુમાર ગોવિન્દરામે પોતાની બહેનને આશ્વાસન આપવાથી તે વખતે તેના મનનુ કાંઇક સમાધાન થયુ

પછી પોતાના વૃદ્ધ ઉપાધ્યાય શિરોમણી ઠાકોરની સાથે બદોબસ્ત માટે વિશ્વાસુ માણસોને આપી તે રકમ મુરશીદાબાદ મોકલવાની ગોઠવણ કરી કુમાર ગોવિન્દરામ વળતે દિવસે પોતાની જાગીરના પશ્ચિમવિભાગમા વસુલાત કરવા માટે રવાના થયો

કલ્યાણકુમારીથી હવે સ્વસ્થ રહેવાતુ ન હતુ રેઝાખાનના ક્રુર અત્યાચારોનુ તેને સ્મરણ થતા તેનુ શરીર ક પવા લાગ્યુ ! તેના રાક્ષસી સ્વભાવ માટે કલ્યાણકુમારીને તેના પર અત્ય ત ગુસ્સો ચડયો પોતે જો પુરૂષ હોત તો જાતે મુરશીદાબાદ જઈને પિતાશ્રીના છુટકારાની કાઈક ગોઠવણ કરત, કારણ મોટાભાઈ વસુલાતના કામમા ગુ થાઈ જવાથી તેનાથી ત્યા જવાય તેમ નથી, અને પોતે સ્ત્રી જાતિ હોવાથી કાઈ કામની નથી ! અરેરે ! પ્રભુએ આ કગના જન્મજ ન આપ્યો હોત તો કેવુ સારૂ ? એમ કલ્યાણકુમારીને થયુ તે આખી રાત્રી બિછાના ઉપર અશ્રુપાત કરતી ટળવળતી હતી, આજે તેની આખ જરાપણ મળી નહિ છેવટે સ્હવારે તેના મગજમા એક વિચાર ઉદ્‌ભવ્યો અને તે પ્રમાણે કરવાનો તેણે નિશ્ચય કર્યો

કલ્યાણકુમારીના મનમા હવે કાઇક શાન્તિ પ્રસરી હવે તેનામા એક અલૌકિક હિ મત પ્રકટી હતી



૧૨૨૦૭



## પરિચ્છેદ બીજો
## અણધાર્યો ભેટો

> બળી આશાંકુરો સઘળા નિરાશા પ્રગટતી જ્યારે,
> પ્રિતીની પૂર્ણ વસ્તૂમા વિરક્તી થાય છે ત્યારે,
> ચીત જેમાં રહે રમતુ નજર જોઇ ઠરે જેને,
> નિરાશાથી હૃદય રડતા સ્નેહિ શત્રૂ દિસે તેને,
> જેમ જનમેજયે બાળ્યા ચિડાઇ સર્વ સર્પોને,
> મરણિયા થઇ ધનીકોના ઉતારે તેમ દર્પોને

શુકલ સત્પમીની રાત્રી-સૂયાસ્ત થયાને બે કલાક થયા હતા શાન્તિદાયક અર્ધચન્દ્ર પોતાના પરિપૂર્ણ હાસ્યથી સકલસૃષ્ટીને રૂપેરી શુભ્ર સાડી પહેરાવી પ્રસન્ન કરતો હતો વનપુષ્પો નિસ્વાર્થ બુદ્ધિ વડે મીઠી સુગધ ફેલાવતા હતા અને મદમદ વહેતો વાયુ એ સુગધ પોતાની અજલિદ્વારા દશદિશાઓમા વેરતો જતો હતો ભૈરવી નદીની નીલી જલધારા ચદ્ર-જ્યોત્સ્નાએ અર્પણ કરેલ શ્વેતાબર ધારણ કરીને તરગમાલાઓથી મસ્ત બની મીઠો ખળ-ખળ શબ્દ કરતી અવિરત વહેતી હતી અને બન્ને કાઠે ઉભેલા વૃક્ષો વિસ્તીર્ણ શાખારૂપી કર પ્રસારીને પોતાની એ પ્રીય બહેનનુ રક્ષણ કરવાને સજ્જ હતા

આવા રમ્ય અને પ્રશાન્ત સમયે ભૈરવીના ગભીર જલપ્રવાહ ઉપર બે નૌકાઓ પવનગતિએ નૃત્ય કરતી ચાલતી હતી આગળની નૌકા મોટી પણ સાદી હોઇને તેમા માણસોની બહુ ગીરદી હતી જ્યારે તેની પાછળ થોડે દૂર ચાલતી જતી નૌકા નાજુક હતી, પણ ક્રીડાભુવનની માફક તે સુદર હતી આ નૌકાના પાછળના નાનકડા ભાગની કઠેરાવાળી સુદર ઉચી બેઠક ઉપર એક યૂવાન સૃષ્ટિ સૌદર્યનુ અવલોકન કરતો મધુર સગીત ધીમે સ્વરે આલાપતો બેઠો હતો

## સંગીત

વિધિ રચના વહાલ ભરેલી, પ્રીતી રસથી રંગેલી–ટેક
પુષ્પ વેલિયો પ્રેમે કેવી વૃક્ષસાથ લપટાતી ?
જેમ સ્ત્રી પતિબાથ સમાતી— વિધિ૦
સરિતા સાગરમાહિ સમાવા વેગથી કેવી વહેતી ?
હૃદ્દગત લહરીમા કહેતી— વિધિ૦
મોદ ધરિને ધવલ ચંદ્રિકા હિમકરને તોષવતી,
સંયોગનુ સુખ સૂચવતી— વિધિ૦
પ્રીય સમાગમ સુખનુ સ્વપ્નુ નભપુષ્પો સમ જેને,
વિભુ બાલ જીવિત શુ તેને ?— વિધિ૦

થોડીવારે આગળની નૌકા ઉપર ઘોઘાટ થતો સંભળાયો એટલે પાછળની નૌકા ઉપરનો ચૂવાન તે તરફ સૂક્ષ્મ નજરે જોવા લાગ્યો ત્યા એ આગલી નૌકા ઉપર ગડબડાટ વધ્યો, નદીના કાઠાના જંગલમાથી કેટલાક માણસો નદીમા ઝપલાઇને નૌકા તરફ તરતા આવવા લાગ્યા, કટલાક માણસો નૌકાપર ચડી પણ ગયા, એટલુ તે યૂવાને જોયુ ત્યા એટલીવારમા ડંડાબાજીનો ખડખડાટ સંભળાયો ! અને એ ક્ષીણ ચંદ્ર પ્રકાશમા તરવારોનો થતો ચકચકાટ તેની નજરે પડયો એટલે કાઇક પણ દગો છે એમ તેની ખાત્રી થઇ

યૂવાને પોતાની કેડે લટકાવેલ પિસ્તોલ કાઢીને અવાજ કર્યો અને એ ઉચી બેઠક ઉપરથી ઉઠી નીચે જઇને, પોતાની નૌકા ત્વરાથી ચલાવી આગળની નૌકા ગમે પહોચાડવા તેણે નાવિકોને હુકમ આપ્યો પિસ્તોલનો ધડાકો અને નૌકામાની ધાધલ જોઇ સઘળા અંદરથી બહાર આવ્યા

વૃદ્ધ શિરોમણી ઠકારે તે યુવાન પાસે આવીને પુછ્યુ–" ભાઇ કુલ્યાણસિંહ ! શુ ગડબડાટ છે ? '

" ઠાકોરબાપા ! આપણી તિજોરીની નૈકા ઉપર ધાડ આવી જણાય છે મારામારી અને રાડબરાડ થઇ રહી છે આપ સાભળો

છોને ? તેમની મદદે જવુ જોઇએ. નહિ તો સઘળુ સત્યાનાશ વળી જશે ! ”

શિરોમણિ ઠાકોરે તીક્ષ્ણ કાનવડે સઘળુ સાભળ્યુ ત્યારે કુલ્યાણસીંહનુ કહેવુ ખરૂ હોવાનુ તેને જણાયુ સરકારી ખડણીમા ભરવાની રકમ કુમાર ગોવિન્દરામે પોતાને સ્વાધીન કરેલી જો લુટારાઓ ઉઠાવી જશે તો પછી રાજા ગોપીકૃષ્ણરાયનો છુટકારો શી રીતે થવાનો ? એ ધાર્સ્તાથી ઠાકોર શિરોમણી બહુ ગભરાયા બીજા માણસો “ ચોર–ચોર–મુવા ! મુવા ! ધાડ–ધાડ ! ” એમ ખાલી પોકાર કરી રહ્યા. કુલ્યાણસીંહે એ સઘળાઓને ધમકાવી શાન્ત કર્યા. તેમની નૌકા આગળની નૌકા પાસે આવી પહોચી. ત્યા એ આગળની નૌકામા શાન્તતા પ્રસર્યાનુ તેના જોવામા આવ્યુ અને કેટલાએક માણસો નદીમા પડીને કિનારા તરફ તરતા જતા હોવાનુ જણાર્યું તે ઉપરથી એ સઘળા લુટારા–ચોરટા હોવા જોઇએ એમ ધારીને તેમના ઉપર પિસ્તોલને તાકી પરતુ વાસો બતાવી જનારા ઉપર ઘા કરવો એ નામર્દનુ કામ છે એમ વિચારીને કુલ્યાણસીંહે પોતાનો હાથ પાછો ખેચી લીધો.

કુલ્યાણસીહની નૌકા આગળની નૌકાને આવી અડકી, એટલે તેમા કુલ્યાણસીંહે ભુસકો માર્યો જમાદાર રઘુવીરસીંહે કુલ્યાણ-સીહનું પ્રણામપૂર્વક સ્વાગત કર્યું બીજા સીપાઇઓએ સલામી આપી. તેમ જ સઘળાઓએ ગોપીકૃષ્ણરાય અને કુલ્યાણસીહની ફ્તેહ ઇચ્છી

“ જમાદાર ! ” કુલ્યાણસીંહે ઉતાવળથી પુછ્યુ – “ આપણી બધી તીજોરી સલામત છે કે કાઇ લુટાઇ ગઇ ? ’

“ ના જી આપણી તીજોરીમાથી એક દોકડો સરખો પણ તેમને હાથ ગયો નથી અરે, દોકડો તો ગ્હ્યો, પણ તીજોરીના તેઓને દર્શન સરખાયે થયા નથી. ” રઘુવીરે હિંમત બતાવતા કહ્યુ

કુલ્યાણસીંહે સતોષપ્રદ નિશ્વાસ મુકતા કહ્યુ– “ અહા ! એ

પ્રભુની જ કૃપા ! ઠીક પણ આપણા માણસોમાંથી કોઈને લાગ્યુ કર્યું તો નથીને ?"

"બે ચાર જણને નહિ જેવા જખમો થયા છે, પણ ભીતીનુ તેમા કાઇ કારણ નથી"

"ચોરટાઓ કેટલા હતા ? અને તેમનુ શુ થયુ ?"

"ચોરટાઓ પચીસ ત્રીસ હશે, એમ અનુમાન થાય છે તે બાજૂના જગલમાથી નદીમા કુદીને નૌકા ઉપર આવ્યા તેમા કેટલા-એકના હાથમા ડંડાઓ અને કેટલાકના હાથમા છરાઓ હતા પણ અમે કાંઈ અસાવધ નહોતા નૌકા ઉપર ધાડ પડવાનુ જાણવા સાથે અમો સામા હથીયાર લઈ તેમને અટકાવવા આગળ ધસ્યા તેમની સાથે ઘણીવાર સુધી ઝપાઝપી ચાલી તેમા મને અને બીજા એક બે જણાને લાગ્યુ !"

કલ્યાણસીંહે વચમાજ પુછ્યુ—"ત્યારે એ લુટારાઓમાના કોઈને કાંઈ ન થયુ ?"

"એમ હોય ? એ લુટારાની ટોળીમાના તો ઘણા જણાઓને બહુ લાગ્યુ એટલુ ખરૂ કે કોઇના જાનની માત્ર ખુવારી થઇ નથી એટલામા આપનો પિસ્તોલનો કરેલ ભડાકો તેમના સાભળવામા આવ્યો, અને આપણી નૌકા પણ નજીક આવી પહોચેલી તેમના જોવામા આવી એટલે તેઓ પોબારા ગણી ગયા' તોપણ તેમની ટોળીનો નાયક અને મુખ્ય ચાર તેના સાથીદારોને અમે પકડયા છે."

"કયા છે એ લુટારાઓ ?"

"તેમને અમે ભોયતળીએ પાકા જાપતાથી રાખ્યા છે આપના ફરમાન પ્રમાણે તેમની વ્યવસ્થા કરીએ"

કલ્યાણસીંહ તે નૌકામાની એક બેઠકપર બેઠો, અને તેણે એ લુટારાના નાયકને પોતાની સામે હાજર કરવાનો હુકમ આપ્યો. થોડીવારે બે સીપાઇઓએ એક તરૂણને બેડીઓથી જકડેલ હાલતમા લાવી રજુ કર્યો તેનો તેજસ્વી ચહેરો, પાણીદાર નેત્ર, ભવ્ય શરીર

અને બુદ્ધીમતાની સાક્ષી આપતો ભવ્ય ભાલપ્રદેશ જોઈ કલ્યાણસીંહના મનમા તેના માટે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ

યૂવાન દસ્યૂ સરદાર કલ્યાણસીંહને પ્રણામ કરી નીચુ જોઇ ઉભો રહ્યો તેના તરફ નિશ્ચિત દ્રષ્ટિથી જોતા કલ્યાણસીંહે કહ્યુ–" ભલા આદમી ! તેં આજે બહુ અવળું કામ કર્યું છે ! આ ગુન્હાની શીક્ષા ભોગવવા તને આવતી કાલે મુર્શીદાબાદ લઈ જઈ નવાબ સાહેબને મારે સોપવો પડશે "

તે દસ્યુ સરદાર બોલ્યો–" સરકાર ! આજે હુ આપના કબજામા સપડાયો છુ તેથી મારી ગમે તે દશા કરવાને આપ મુખત્યાર છો પણ આપની પાસે મારી એકજ અરજ છે કે આપ ગમે તો આપની તરવારથી મારૂ માથુ ઉડાવો, ચાહે તો ગોળી મારી પ્રાણ લ્યો, ગમે તો મારા હાથ પગ બાધી આ ભૈરવી નદીમાં ફેંકી દ્યો પણ કૃપા કરી એ નીચ, ક્રૂર પાપી નવાબના હાથમાં મને સોપશો નહિ એ નરાધમની સાથે મારે હાડવેર છે ! એ દુષ્ટે મારૂ સત્યાનાશ વાળ્યુ છે ! અરે ! મારી આ દશા થવાને કારણભૂત તે જ નરાધમ છે ! હુ આપની પાસે મારા પ્રાણુની ભીક્ષા નથી માગતો કેમકે એ બાયલાપણાનુ કામ છે પણ એ મારા વેરીના હાથમા નહિ સોપવાની જ મારી વિનતી છે "

તે દસ્યુ સરદારનુ આ વિચિત્ર બોલવુ સાભળીને તેનુ પૂર્વ ચરિત્ર જાણવાની કલ્યાણસીંહને જીજ્ઞાસા થઇ તે ધીમે સ્વરે બોલ્યો– " તમે પ્રથમ કોઈ દિવસ મુરશીદાબાદમા હતા કે ? તમારી અને તેમની એવી પિછાન ક્યાથી ? કે તે તમારા હાડવેરી થયા ? "

" નામવર ! હું પ્રથમથી જ કાંઇ જનમનો લુટારો નથી પણ કુળવાન બ્રાહ્મણ કુટુબનો છુ હુ મુરશીદાબાદમા જ રહેતો હતો મારા માતાપિતા, ઘરબાર, ધનસપત્તિ બધુ યથાસ્થિત હતુ. હું થોડુ ભણ્યો પણ છુ પણ હવે જગતમા મારૂ કોઇ નથી ! "

તેના નેત્રમાથી બે અશ્રુબિંદુ ચમકયાં ! અને તે રાતા થયાં તેણે ઉત્તેજીત સ્વરે આગળ બોલવા માડયુ– “ નવાબે મારા સસારમા મુકેલ આગની જ્વાલા મારા હૃદયમા હજુ ભડભડ બળી રહી છે ! તે જ્વાલાથી મારા અત કરણમાના દયા–માયા–સ્નેહ–મમતા, બલ્કે ધર્મ નીતિ સઘળા સદ્ગુણો બળીને ખાખ થઈ ગયા છે ! જેના પરિણામે હુ લુટારો બન્યો છુ. જગતને લુટીને પૈસો ભેળો કરવાની મારી ઇચ્છા નથી પૈસો એકઠો કરી મારે શુ કરવો છે ? પણ મારા ઉપર ગુજરેલા કહેરમાથી કોઇએ પણ બચાવ્યો નહિ, માટેજ જગત સાથેના વેરની વસુલાત કરવા સારૂ આ જુવાનીયાની ટોળી ભેળી કરી હુ આ અધમ ધધો આદરી બેઠો છુ ! ”

દસ્યુ સરદારના આ કહેવાથી તેનું સંપૂર્ણ વૃત્તાત જાણવાની કુલ્યાણસીંહને વધારે આતુરતા વધી તે બોલ્યો–“ તમારૂ પૂર્વ ચરિત્ર જાણવાની મને બહુ ઇચ્છા થઇ છે તો હરકત ન હોય તો સવિસ્તાર કહો ”

તે લુટારાના અધિપતિના નેત્ર ભરાઇ આવ્યા ! સ્નિગ્ધ દૃષ્ટિથી જોતા તે બોલ્યો–“ અહાહા ! નામદાર ! આટલી બધી દયાની લાગણી ભરેલી નજરે આજસુધી આ કમનસીબ તરફ કોઈએ પણ જોયુ નહોતુ ! આટલા પ્રેમથી કોઇએ મને એક શબ્દ સરખો પણ પૂછયો નથી ! આપના અતકરણમા જ્યારે મારા માટે આટલી લાગણી ઉત્પન્ન થઇ છે, તો મારા દુર્દૈવની કથની આપની પાસે કહેવામા મને શાની અડચણ હોય ? આપના પ્રેમાળ ચહેરા ઉપરથીજ આપનુ અત કરણ દયામય છે એવી મારી ખાત્રી થઇ છે ! મારો છુટકારો કરી લેવાને આપની આ ખુશામત કરૂ છુ એવુ મનમા આણશો નહિ કારણ મારે પ્રાણ બચાવીને જગતમા શું કરવાનુ છે ? આ અભાગી આત્મા માટે કોઇપણ એકે અશ્રુબિંદુ ટપકાવે તેમ નથી ! ”

‘ આ તમારા ઉદ્ગારો મારા મનને વધારે આતુર બનાવે છે ” કુલ્યાણસીંહે કહ્યુ

"આ તમારા ઉદ્દગારો મારા મનને વધારે આતુર બનાવે છે " કુલ્યાણસીંહે કહ્યુ

"સાભળો ત્યારે મુરશીદાબાદમા અમારો મોટો બગલો હતો અને તે શહેર પાસેજ અમારી જાગીર પણ હતી. પણ એ જાગીર ઉપર રેઝાખાનની કરડી નજર થઇ પાછલા વર્ષની અમારી પાસે ખડણીની થોડી બાકી લેણી રહી હતી, તેથી મારા બાપુને તે પકડી ગયો બાપુએ રકમ ભરવાને તેની પાસે થોડી મુદત માગી પણ એ ક્રૂર નરાધમે તે આપી નહિ ! અને રાક્ષસી અત્યાચારોથી એ દુષ્ટે મારા પવિત્ર પિતાનુ ખૂન કર્યું ! હાય ! આખરે તેણે અમારી જાગીર ખાલસા કરી અને આધળા નવાબ પાસેથી તેણે તે પોતાને નામે કરાવી લીધી એ અન્યાય માટે મે દિલ્હીના બાદશાહ પાસે દાદ માગી "

દસ્યુ સરદાર બોલતો અટકયો કુલ્યાણસીંહે પુછ્યુ–" પછી ? "

"પછી એ હકીકતની રેઝાખાનને ખબર પડતા પરબારો હુ પેહોચ્યો તે માટે વધારે ચીડાઇને નવાબનો હુકમ લઇ બાકી રહેતી ખડણીની વસુલાત કરવા અમારો બગલો લુટીને તે બધુ જપ્ત કરી ગયો એટલેથી તે નીચ અટકયો નહિ, પણ મારા બગલાની જગા નવાબને ક્રીડાભુવન બનાવવાને જોઇએ છીએ માટે તુરત ખાલી કરો એવો હુકમ કર્યો આ વખતે મારી વૃદ્ધ માતા બિચારી પતિ પાછળ ખૂણો પાળતી હતી ! પતિ શોકથી વિહ્વળ થતી માદગી ભોગવતી હતી ! મારી પાસે એક પૈસો પણ રહ્યો નહતો તેમ કોઇની પાસેથી કરજ પણ મળી શકે તેમ નહતુ આવી દશામા મારે શુ કરવુ એ કાઇ સુઝતુ નહતુ ! મારા પરિચિત સ્નેહીઓને મારે શુ કરવુ એ સલાહ પુછી પણ વ્યર્થ ! કોઇ બે દિવસ આશ્રય આપવા પણ તૈયાર થયો નહિ ! આખરે એક અઠવાડીયુ રહેવા દેવાની મજુરી આપવા કોટવાલને અરજ કરી પણ તેને દયા આવવાને બદલે મારા કમનસીબે ઉલટો ગુસ્સો ચડયો અને તુરત ખાલી કરવા કહ્યુ ! કોઇપણ રસ્તો નહિ રહેવાથી મારી તે અશ્રુ વરસાવતી

વૃદ્ધ માતાને લઇને હુ ઘર બહાર નીકળ્યો હાય ! એ ભયાનક વેળાનુ સ્મરણ થતા હજુ પણ મારા રોમાચ ખડા થાય છે, અને અશ્રુઓથી નેત્રો ભરાઇ આવે છે ! ”

દસ્યુ સરદારની આખમાથી ખરેજ શ્રાવણ–ભાદરવો વરસી રહ્યો હતો જે જોઇને કુલ્યાણસીંહનુ હૃદય ભરાઇ આવ્યુ ! તેના નેત્રમા પણ અશ્રુ ચમકવા લાગ્યા ! તે પોતાની આખો લુછતા બોલ્યો–“ અહા ! કેવો કઠીણ વખત ? પછી શુ થયુ ? ”

“ પછી શુ થવાનુ હતુ ? મારી તે વૃદ્ધ માતા સાથે નિરાધાર બની જાહેર રસ્તા ઉપર આવી ઉભો રહ્યો ! હાય ! એજ સૂર્ય પ્રકાશ ! એજ નભો મ ડળ ! અને એજ બાજૂમાથી વહેતો ભાગીરથીનો તર ગમય જલપ્રવાહ ! પર તુ એ હ મેશનો રમણીય દેખાવ મને અત્ય ત ભીષણ અને શૂન્ય જેવો દેખાયો ! જે બ ગલામા મારા બાપદાદા–પૂર્વજો આન દથી રહેતા, જ્યા મારી બાલ્યાવસ્થા રમત ગમતમા ગઇ, તેજ મારૂ રમણીય મકાન છોડી જતા મારૂ હૃદય ચીરાઇ ગયુ ! પણ ઉપાય શુ ? મારી માતાનો હાથ પકડી હુ ત્યાંથી ચાલતો થયો ”

“ ત્યાથી પછી તમે કયા ગયા ? ”

“ કયા જઉ ? કોઇ આશ્રયદાતા નહોતો, કોઇ સ્નેહી–મિત્ર રહ્યો નહતો, પિછાનવાળાઓની આશ્રય આપવા હિ મત થતી નહોતી તેથી ના ઇલાજ થઇ રસ્તે રસ્તે ભટકતો માતુશ્રી સાથે ભીખ માગવા લાગ્યો ! મુરશીદાબાદ છોડીને ગ ગા કિનારે અમે નીકળ્યા ! આપણે વેવાઇના આશ્રયે જવુ એવો મારી માતાનો આગ્રહ હતો પણ મને એ વાત બિલકુલ પસ દ નહતી કારણ મારા સસરા શ્રીમાન જાગીરદાર ! તેમના ઘેર આવી ભીખારી–દીન–નિરાશ્રીત દશામા જવાથી અપમાન થશે એવી મને ભીતી જણાતી હતી તોપણ ગમે ત્યા જવાનુ એટલે મારી માતાના સ તોષખાતર હુ તે રસ્તે નીકળ્યો મારી માતુશ્રીને પગે ચાલવાનો કે ભિક્ષાનુ અનાજ ખાવાનો આ પહેલોજ

પ્રસંગ હોવાથી બે દિવસમાજ તે થાકીને લોથ થઇ ! તેનાથી એક ડગલુ પણ ચલાતુ નહતુ એટલે ગંગાકિનારે એક ગામની બહાર શંકરનુ જુનુ દેવળ હતુ ત્યા જઇ અમે મુકામ કર્યો હુ ગામમા જઇ કાચુ અનાજ માગી આણતો અને તે રાધીને ખવાય તેટલુ ખાતાં પરંતુ હાય ! આટલા અલ્પ સુખનો ઉપભોગ લેવો મારા નસીબમા લખ્યો નહોતો મારા માતુશ્રીને સખત તાવ લાગુ પડયો ! પણ દવાદારૂ માટે મારી પાસે એક રાતી પાઇ પણ કયા હતી ? આવી દુ ખદ દશામા એક અઠવાડીયા પછી મારી માતા આ જંજાળી જગતને છોડી ગઇ ! હાય મને એકલો બનાવી ચાલી ગઇ ! મે તેનુ મસ્તક મારા ખોળામા લઇ ઘણુ કલ્પાત કર્યું, ઘણુ રડયો ! આખરે એ ગામમાના કેટલાક લોકોની મદદ વડે તેના પ્રેતને અગ્નિસંસ્કાર કર્યો ! ”

કલ્યાણસીંહે વચમાજ કહ્યુ–“ અહા ! માણસો ઉપર કેવો પ્રસંગ ગુજરે છે ? ”

“ એ દયાળુ નરદાર ! પ્રસંગ શુ ? પછી હુ મારી સ્થિતિનો વિચાર કરવા લાગ્યો બહુજ થોડા અવકાશમા મારૂ કેવુ સ્થિત્યંતર થઇ ગયુ ? એ વિચારથી માથુ ભમવા લાગ્યુ ! મારા માબાપ, ઘરબાર, પૈસો ટકો બધુ નષ્ટ થઇને હુ ભીખારી–જાગીરદાર તે ભીખ માગતો થયો ! પ્રભુનો મે કોઇપણ ગુન્હો નહિ કર્યા છતા તેણે મને અન્યાયથીજ આ શાસન કર્યુ ! મે મારી અનુકુળતા હતી તે સમયમા ઘણાઓ ઉપર ઉપકાર કર્યા છતા, આ વખતે મને કોઇ આશ્રય આપવા પણ તૈયાર ન થયુ ! એ જગતની કૃતઘ્નતા નહિ તો બીજૂ શુ ? એવા વિચારોની પરંપરાથી મને નવાબ ઉપર જગત ઉપર અને છેવટે પ્રભુ ઉપર પણ તિરસ્કાર આવ્યો ! મારા અંતકરણમાનો શોક સમુળો નાશ પામ્યો ક્રોધથી મારૂ શરીર ધ્રુજવા લાગ્યુ, નેત્રો લાલ થયા, શ્વાસોચ્છ્વાસની ગતિ દીર્ઘ થઇ જગત ઉપર અને તેમા પણ વિશેષત પૈસાદારો ઉપર વેરના બદલારૂપ અગ્નિ વરસાવવો, એટલે તેમની પાસેનો પૈસો

લુટીને હીન-અનાથોને તે આપી દેવો એવો નિશ્ચય કરીને હુ નીકળ્યો જ્યાથી આગળ ચાલતા મને કેટલાએક યૂવાન સાથીદારો મળ્યા અને તેમની મદદથી આ વાટપાડુનો ધંધો મે શરૂ કર્યો "

"વાટપાડુના ધ ધાથી-લુટ કરવાથી મળેલો પૈસો તમે કદાચ ગરીબોને આપી દેતા હશો, તેનાથી તેમનુ દુ ખ પણ નિવારણ થતુ હશે, પર તુ તમારા હાથથી એ પાપકર્મ થાય છે એમ તમને નથી જણાતુ શુ ?" કલ્યાણસીંહે શ કા કરી

"પાપ અને પુન્યનો સવાલજ મે મારા મનમાથી કાઢી નાખ્યો છે તેનો હુ વિચારજ કરતો નથી હુ જે કાઇ કરૂ છુ તે પાપ કે પુન્યને માટે કરતોજ નથી પણ ઘરબાર, અન્નવસ્ત્ર અગર આશરો નહિ હોતા કેવી દશા થાય છે ? તેનો અનુભવ મને સારી રીતે આવેલો હોવાથી તેવી કોઇની દુર્દશા મારી નજરે પડે, એટલે પછી તેનુ દુ ખ બની શકે તેટલુ દૂર કર્યા વિના મારાથી રહેવાતુ નથી ઉન્મત્ત બનેલા પૈસાદારોને મારા હાથથી શીક્ષા મળે અને નિરાધારોના દુ ખો થોડા ઘણાએ મારાથી કમી કરી શકાય, તો મને એક જાતનો બહુ આન દ થાય છે. અને તેના માટેજ આ બધુ હુ કરૂ છુ "

"પણ બધા ધનિકો ઉન્મત્ત હોય એવુ કાઇ બને ? ઉન્મત્ત ધનિકો સાથે કોઇ નિરપરાધી ભલા પૈસાદારોને તમારાથી કષ્ટ પહોચતુ હશે તેનુ કેમ ?"

"એ ખરૂ પણ તેનો બીજો ઉપાયજ નથી મારા પ જામા સપડાનારો શ્રીમાન ઉન્મત્ત છે કે નમ્ર છે ? એ એકદમ પહેલાજ મારા સમજવામા આવી જાય એવુ સાધન મારી પાસે ન હોય ત્યા સુધી એ બનવુ મુશ્કેલ છે !"

"તો પછી આવો અનિશ્ચિત વામમાર્ગ-ત્રાણુ ભરેલો સ્વીકારવા કરતા તમારી માતુશ્રીની આજ્ઞા પ્રમાણે સસરાને ઘેર તમો કેમ ગયા નહિ ? તમારૂ શ્વશુરગૃહ કયે ગામ છે ?"

"ગોષ્ટવિહારના રાજા ગોપીકૃષ્ણરાય તે મારા સસરા થાય તેમની પુત્રી કુલ્યાણકુમારી તે મારી પત્ની મારા લગ્ન થયાને સાત વર્ષ થયા, પણ લગ્ન પછી એકે વખત હુ ગોષ્ટવિહારમા ગયો નથી મારી સ્ત્રીનો અને મારો કોઇ દિવસ મેળાપ સરખોએ થયો નથી હવે તો હુ આવી રીતે નિરાશ્રિત ભીખારી બન્યો છુ! આવી સ્થિતિમા ગોષ્ટવિહારના રાજાના ઘેર જવુ એ શરમ ભરેલુ ન ગણાય કે? હુ આવા વેશમા ત્યા જઉં તો મારા શ્રીમાન સસરા અને સુશિક્ષિત સ્ત્રી મને ઓળખે પણ નહિ! ત્યારે જાણી જોઇ અપમાન પામવા જવુ તેમા અર્થ શુ?"

લુટારાના સરદારનુ એ કહેવુ સાભળી કુલ્યણસીંહ એકદમ ચકિત થતા સ્તબ્ધ બન્યો તેનો કઠ ભરાઇ આવ્યો બોલવા જતા થોડીવાર તેના મોઢામાથી એક શબ્દ સરખોએ નીકળ્યો ન હતો એટલુજ નહિ પણ એ લુટારા તરફ ઉંચી નજર કરી જોવાતુ એ ન હતુ

કેટલીકવારે કુલ્યણસીંહે રૂદ્ધ સ્વરે કહ્યુ–"ત્યારે તમે તમારી વહુ કે સસરાને ઓળખી શકો ખરા કે?'

"રાજા ગોપીકૃષ્ણરાયને તો જરૂર ઓળખુ, પણ કુલ્યાણકુમારીને વિવાહ વખતે એકાદ બેવાર લજ્જાથી ચોર–દૃષ્ટિએ નહિ જેવી જોએલ તેથી તેના માટે ચોકસ કહી શકાય નહિ"

"તમે ગોષ્ટવિહાર ગયા હોત, તો તમારા સસરાએ–નહિ તો તમારી સ્ત્રીએ શુ તમારી ખબર અતર લીધી ન હોત?"

"મારી આવી દુર્દશામા તેણે મારો સત્કાર કર્યો હોત એવુ મને જણાયું નહિ કારણ તે ભણેલી અને ડાહી, ત્યારે હુ અભણ –મૂર્ખ! તે રાજમદિરમા વિલાસ ભોગવતી રાજકન્યા, ત્યારે હું રણવગડે રખડતો–ભટકતો ભીખારી! તે કોમળ લાવણ્યલતિકા, ત્યારે હું કઠોર અને ક્રૂર રાક્ષસ! આવી રીતે તેનામા અને મારામા અવની અને આકાશનુ અતર! ત્યારે મારા માટે તેના અતઃકરણમા પ્રેમ કે આદરભાવ પ્રગટવો બીલકુલ અશક્ય જ!"

કલ્યાણસીંહના નેત્ર અશ્રુ સયોગથી પાછા ચમકવા લાગ્યા તે ગદ્ગદિત સ્વરે બોલ્યો–" મહાશય ! એ આપની માન્યતામા મ્હોટી ભૂલ છે **આર્ય સ્ત્રિઓને પતિ એજ પરમ દૈવત છે ! પતિ એજ આ ભવ અને પરભવનું સુખસાધન ! પતિ એજ પરમાર્થ !** ખરી આર્યમહિલા પોતાના પતિમાના દોષો પોતાના પ્રેમાળ વર્તનથી દૂર કરવાને સર્વદા પ્રયત્નો કરશે પતિ ગમે તેવો હોય તો પણ તેનો તિરસ્કાર કરવાની કલ્પના સાધવિ પત્નીના સ્વપ્નમા પણ કોઈ દિવસ આવશે નહિ ! આપ આ નીચ ધંધો છોડીને ગોષ્ટવિહાર જશો તો મારૂ કહેવુ ખરૂ છે એનો આપને અનુભવ થશે "

" આપના હાથમાથી જીવતો છુટયા પછીનો એ વિચારને ?" તે લુટારાના સરદારે સ્મિતપૂર્વક કહ્યુ

" હવે આપને મારાથી જરાપણ ભીતી રાખવાનુ કારણ નથી આપે આપેલ પરિચય ઉપરથી આપ અમારા નજીકના કુટુંબી છો પ્રભુની જ કૃપા ! તેથી જ આજે સગોત્રી માણસની હત્યામાથી હું અને મારા સિપાઈઓ બચવા પામ્યા ! "

" એટલે ? " તે સરદાર ચકિત થતા બોલ્યો–" શુ આપ ગોપીકૃષ્ણરાયના સગા છો ? આ નૌકાઓ કોની ? અને આ તરફ ક્યા જાય છે ? "

કલ્યાણસીંહ અચકાતા અચકાતા બોલ્યો–" હા જાણે કે ગોપીકૃષ્ણરાય મારા મામા થાય છે નવાબના હુકમથી તે મુરશીદાબાદ ગયા છે, અને હું ખંડણીની રકમની રહેલી બાકી લઈને તે તરફ જ જઉં છુ આ રકમ તેમને વખતસર પહોચે નહિ તો તેના ઉપર ભયંકર અત્યાચાર ગુજરશે ! "

" અરેરે ! " દસ્યુ સરદાર ખિન્ન થતા બોલ્યો–" આજે મારા હાથથી આ કેટલો ગજબ થાત ? પ્રભુએ આજે મને વિજય ન મળવા દઈ મોટો ઉપકાર કર્યો ! આપના ઉપદેશથી આજે મારી

આખ ઉઘડી. હવે પછી આવા અન્યાયનુ પાપકર્મ મારા હાથથી કદી પણ થશે નહિ. મે આ નીચ ધધો હવે આજથી બિલકુલ છોડી દીધો હરિ! હરિ! કેવો બનાવ?"

'તો પછી હવે તમે ગોષ્ટવિહાર તરફ જશો ને? હુ આપની સાથે એક માણસ આપુ" કલ્યાણસીંહે કહ્યુ

"નહિ નહિ હુ એકલો જઈશ નહિ આપની સાથે મને મુરશીદાબાદ લઈ જાઓ અહા! જગતમા આજ સુધી મારૂ કોઈ નથી એવી જે મારી સમજ હતી તે આજે એકદમ નષ્ટ થઈ આપના થોડા સહવાસથીજ આપ મારા આત્મીય સ્વજન છો–કોઈ અગનાજ છો એમ હવે મને થાય છે આ સર્વ જગત મને કુટુ-બીની માફક જણાય છે સત્સગનો પ્રભાવ અગાધ છે"

"તમારૂ અતકરણ શુદ્ધ થએલુ જોઈને મને અત્યાનદ થાય છે. પરતુ આપને મારાથી મુરશીદાબાદ લઈ જવાશે નહિ, એમ જણાવતા મને ખેદ થાય છે કેમકે ત્યા અમારા કેટલા દિવસ ભાગશે તે નક્કી નથી. અને જ્યા તમારી આટલી વિટબણા થઈ તે સ્થળે ફરીને જવુ એ તમને ગમશે પણ નહિ!"

"તો પછી આપને યોગ્ય લાગે તેમ કરો પણ હુ એકલો ગોષ્ટવિહાર જઈશ નહિ ફાવે તો મને આપની નૌકા ઉપરજ રાખો"

કલ્યાણસીંહે કેટલીકવાર વિચાર કરીને કહ્યુ–"તમે હાલ અહીયાજ ઉતરીને તમારા સ્થાને જાઓ હવે ચોરી લુટફાટ વીગેરે પાપકર્મો નહિ કરો એવી મારી ખાત્રી છે તોપણ અનાથ ગરીબોને મદદ આપવાનો આપનો વ્યવસાય ચાલુ રાખશો અને આપના સાથીદારોને પણ સારે રસ્તે ચડાવશો"

"આપનુ ફરમાન હુ માથે ચડાવુ છુ મારૂ ક્ષુદ્ર જીવન મે આપના ચરણે અર્પણ કર્યુ છે તેના પર મારો જરાપણ અધિકાર નથી. આપની આજ્ઞા પ્રમાણે ગરીબોની સેવા કરવામા હું તથા મારા સાથીદારો અમારૂ જીવન ગાળીશુ આપ પાછા વળો ત્યારે

મને ગોષ્ટવિહાર સાથે લેતા જશો જે સ્થળે આપની નૌકા ઉપર અમે છાપો માર્યો, તેજ ઠેકાણે ગગાકિનારે અમારૂ રહેઠાણ છે ત્યા કાલીમાતાનુ એક પ્રાચીન મદિર છે તે ઉપરથી એ જગાને અમે કાલીપૂર એવુ નામ આપ્યુ છે તે ઠેકાણે કાલીમાતાના મદિરમા હું આપની રાહ જોતો રહીશ ”

“ બહુ સારૂ પાછો ફરીશ ત્યારે હું આપને સાથે તેડતો જઇશ ”

કુલ્યાણસીંહના કહેવા પ્રમાણે ખલાસીએ નૌકા ગગાકિનારે આણી અને તે લુટારાઓ તથા તેના સરદારને છુટા કરી નીચે ઉતારી દેવામા આવ્યા અરસપરસ રજા લીધા બાદ તે લુટારો અને તેના સાથીદારો જગલમા ચાલતા થયા, અને કુલ્યાણસીંહની બન્ને નૌકાઓ મુરશીદાબાદ તરફ ચાલતી થઇ પકડાએલ ધાડપાડુએને શીક્ષા કર્યા વિના છોડી દીધા માટે કુલ્યાણસીંહના સિપાઇઓને બહુ આશ્ચર્ય લાગ્યુ અને પોતાના માલેકને વધારે પડતા દયાળુપણા માટે તેમને જરા ખેદ પણ થયો પણ લુટારાનો સરદાર તે અન્ય કોઈ નહિ પણ ગોપીકૃષ્ણરાયના જમાઇ નિલકઠરાય છે, એવુ રઘુવીરસીંહના કહેવાથી જ્યારે તેમના જાણવામા આવ્યુ ત્યારે તેમને શાન્તિ થઇ

ઉપાધ્યાય શિરોમણી ઠાકોરને જ્યારે આ હકીકત જણાવવામા આવી ત્યારે તેમને બહુ આનદ થયો અને તે બુઢ્ઢાએ કુલ્યાણસીંહની હસતા હસતા કાઇંક મીઠી મજાક પણ કરી !

કુમાર **નીલ**કઠરાયની અણધારી મુલાકાતથી અને પરિચયથી કુલ્યાણસીંહને જે અત્યાનદ થયો તેનુ કારણ શિરોમણી ઠાકોર અને તેના પોતાના સિવાય અન્ય કાઇંને પણ સમજવુ શકય ન હતુ



## પરિચ્છેદ ત્રીજો

## ચ પા ફૂલવાળી

> હજો જગ લાખનું લેણું, ન કોડી કોઇની દેવી,
> કરજના ર ગરાગોથી, ભલે ગરીબાઇને સહેવી-
> ન દેવાદાગ્ને મહેલે, ગરિબના ઝુ પડે સુખ જે,
> ફિકર ચિ તા તજી ફરતા, સદાયે ઉજળુ સુખ એ-
> રાય કે ર ક સરવેએ, ટયુ સ ચીત ભે ગવવુ
> લેણી દેણી પ્રમાણેનુ સુખ ને દુ ખ સહુ સહેવુ-

પ્રભાતના રમણીય સમયે કલ્યાણસીંહની બન્ને નૌકાઓ મુરશીદાબાદથી એક ગાઉ દૂર આવેલ ગ ગાકિનારાના એક ગામડા પાસે આવી પહોચી ત્યા દિશાજ ગલ વગેરે પ્રાત વિધિ આટોપીને પછી આગળ જવાનો કલ્યાણસીંહ અને શિરોમણી ઠાકોરનો વિચાર ઠર્યો. તેમની આજ્ઞા પ્રમાણે ખલાસીઓએ નૌકા કાઠા પાસે લાવી એકબીજીને સાકળીને કિનારા ઉપરના વૃક્ષોને નાગળી દીધી બધુ મ ડળ નીચે ઉતર્યું શિરોમણી મહાશય સ ધ્યાદિ નિત્યકર્મ કરવા માટે ગ ગા કિનારે બાજૂના ઘાટ ઉપર ગયા જ્યારે કલ્યાણસીંહ પણ સૃષ્ટિ સૌદર્યનુ અવલોકન કરતો ફરવા લાગ્યો

ઉદયાચલ ઉપર આવનારા સવિતાનારાયણના આરક્ત કિરણોથી દિશાઓ પ્રકાશમાન થઇ ગ ગાકિનારા ઉપરની રમ્ય વૃક્ષરાજીમાથી અસ ખ્ય પક્ષીગણ પોતાના કિલ-કિલ એવા સુમધુર શબ્દ વડે સૂર્યદેવ અને પુણ્ય પાવની ભાગીરથીના પવિત્ર સ્તોત્રો ગાવા લાગ્યા નવવિકસિત વનપુષ્પોનો મધુર પરિમલ મ દ સમીરણથી દશ દિશાઓ તરફ ખેચાઇ જતો હતો બાજૂના ગામડાઓના ઉદ્યોગી સ્રી પુરૂષો ન્હાવાને માટે ઘાટ ઉપર આવતાં હતા આ સઘળી સૃષ્ટિ શોભાના નિરિક્ષણથી કલ્યાણસીંહના મનને અપૂર્વ આન દ થયો

એટલામા એક મ્યાનો ગગા કિનારે એક વૃક્ષ નીચે આવી ઉતર્યો તેને ઉચકનારા ભોઇઓ મ્યાનો નીચે ઉતારીને થોડે દૂર એક ઝાડ નીચે બેસીને તમાકુની ચલમો ફુકવા લાગ્યા મ્યાના સાથેનો સવાર નીચે ઉતરી લગામ હથમા પકડી મ્યાના પાસે આવી ઉભો રહ્યો મ્યાનાને નીચે ઉતારતી વખતે લાગેલા આચકાથી અદરનો સુતેલો પ્રૌઢ આદમી જાગીને બેઠો થયો અને બગાસુ ખાતા તે બોલ્યો-" કેમરે ! અહીયા કેમ ઉતર્યો ! "

ઘોડે સ્વારે અદબથી કહ્યુ-" આપના ફરમાવ્યા મુજબ આ સુવર્ણઘાટ આવ્યો એટલે "

" એમકે ? ' આટલુ બોલતા તે મ્યાનામાથી બહાર નીકળ્યો અને લોટો લઇ તે ઘાટ તરફ ગયો તેની સાથેનો માણુસ પણ પાસેના એક ઝાડ સાથે ઘોડો બાધીને તે વૃદ્ધની સાથે ગયો

ભોઇ લોકો જે ઝાડ નીચે તમાકુ પીતા બેઠા હતા ત્યા કુલ્યાણુસીંહ ફરતો ફરતો આવી ચડયો તેને જોઇને તે ભોઇ લોકો અદબથી ઉઠી ઉભા થયા કુલ્યાણુસીંહનો દરબારી ઠાઠનો પોશાક, તેનો સતેજ ચહેરો, અને પાણિદાર નેત્રો જોઇને એ કોઇપણુ રાજ કુમાર હોવો જોઇએ એમ તેમને લાગવાથી તેમણે નમીને સલામ ભરી

કુલ્યાણુસીંહે જરા હસીને મીઠા સ્વરે કહ્યુ-" ચલાવો તમે તમારો ઉદ્યોગ મને જોઇને ઉભા કેમ થયા ? હુ કાઇ તમારો માલેક નથી "

" નહિ નહિ નામદાર ! આપના જેવા મોટા અમીરો સઘળા અમારા માલેક-ધણી ! "

"એ ઠીક પણુ આ મ્યાનામા કોણુ છે ?" કુલ્યાણુસીંહે પૂછ્યુ

" તે કૃષ્ણુનગરના રાજાના દિવાન છે ખડણીની બાકી માટે કૃષ્ણુનગરના રાજાને મુરશીદાબાદ લઇ જવામા આવ્યા છે તેમને રકમ પહોચાડવાને તે જાય છે તેમની સાથેના ઘોડેસ્વાર છે તે તેમના નાયબ કારભારી છે. "

"ઠીક પણ તમારા પીવાના કામમા અડચણ શા માટે જોઇએ ?" એમ કહી કુલ્યાણસીંહ જ્યા મ્યાનો ઉતારવામા આવ્યો હતો ત્યા ગયો એટલામા તે દિવાન અને નાયબ કારભારી બન્ને ગગા કિનારાના ઘાટ ઉપરથી પાછા આવ્યા જ્યારે તે બન્ને વચ્ચેનુ ચાલેલુ ભાષણ કુલ્યાણસીંહ સાભળવા લાગ્યો

દિવાને કહ્યુ–"શુ કહેવુ તમને ? મહારાજા અહીં રેઝાખાનની કેદમા કષ્ટ અને દુખો ભોગવતા પડયા છે હજુ એક લાખ રકમ ખડણીની બાકી ભરવાની છે જેમા હું ફક્ત દશ જ હજાર લઇ જઉ છુ અને તમે ફક્ત પાચ હજાર લઇ આવ્યા ! આટલાથી શુ થવાનુ ? આમાથી અર્ધ રકમ તો નવાબ તરફથી થતા અત્યાચારો બધ પાડવાને રેઝાખાનને સલામી દાખલ ભરવી પડશે ! એટલે આમ થવાથી પુરતી રકમ ભરપાઇ શી રીતે થવાની ? જુઓ આ વખતે ન્યાય–અન્યાય, ધર્મ–અધર્મ અગર તો વસ્તીની સગવડ કે અગવડ જોતા બેસવાનુ નથી ગમે તે રસ્તેથી રકમ ભેળી કરીને મહારાજાની મુકતતા કરવી એ જ જરૂરનુ છે"

"શુ કહું સાહેબ ? આટલી રકમ ભેળી કરવાને પ્રજા ઉપર મારે કેટલો ત્રાસ વરતાવવો પડયો છે ! તે મારી મને જ ખબર ! આપના તો તે સાભળીને રોમાન્ચ જ ખડા થશે !" કારભારીએ કહ્યુ

"તે બધુ ખરૂ પણ મહારાજાના રક્ષણ માટે–તેમના છુટકારા માટે–આપણે કઠોર અતકરણ કર્યા વિના ઉપાય નથી."

"પણ સાહેબ ! હવે તો પૈસાની વસુલાત માટે લોકોની મા–બહેન અને વહુ દિકરીઓને વેચાવવી પડશે !"

"એ કાઇ સભળાય તેમ નથી ? પણ શુ કરીએ ? ચાલો હવે વળો પાછા હું બધી રકમ લઇ મુરશીદાબાદ જઉં છું તમે બને તેટલી રકમ ભેળી કરીને મોકલવા ગોઠવણ કરશો તો જ મહારાજાનો બચાવ થશે"

"દિવાન સાહેબની રજા લઇ નાયબ કારભારી ઘોડાપર સ્વાર

થઇ ચાલતો થયો તેમની વચ્ચેનુ ભાષણ સાભળી કલ્યાણસીંહનુ અત કરણ બહુ જ ઉદ્વિગ્ન થયું "હરી ! હરી ! કેવો આ બ ગ દેશનો વખત ? " આવા ઉદ્ગારો આપોઆપ તેના મોઢામાથી બહાર પડયા

આ શબ્દો સાભળી દિવાનજીએ તેના તરફ જોયુ તેનો ઉચી જાતનો પોશાક અને સુદર પણ પાણીદાર ચહેરો જોઇ દિવાનજીને વિશ્વાસ પૂર્ણ આશ્ચર્ય લાગ્યુ તે કલ્યાયસીંહની પાસે આવીને ધીમે સ્વરે બોલ્યા–" શાણા યુવાન ! તુ કોણ છે ? કયા જાય છે ? "

" સાહેબ ! મારૂ નામ કલ્યાણસીંહ હુ ગોષ્ટવિહારથી આવ્યો અને મુરશિદાબાદ જઉ છુ "

" શુ મુરશીદાબાદ જવુ છે ? શા માટે ? "

" ગોષ્ટવિહારના રાજા ગોપીકૃષ્ણરાય, ખ ડણીની બાકીની વસુલાત માટે ત્યા નજરકેદ છે હુ થોડી રકમ ભેળી કરી લઇ જઉ છુ તે ભરીને તેમને છોડાવવાની તજવીજ કરવાની છે પેલા ઝાડ નીચે બાધેલી નૌકાઓ મારી છે

" અરેરે ! " દિવાનજી દુ ખી સ્વરે બોલ્યા–" ત્યારે ગોપી-કૃષ્ણરાય પણ સ કટમા સપડાયા છે કા ? કલ્યાણસીંહ ! બ ગદેશના રાજાઓ અને જાગીરદારો ઉપર હાલ મુરશીદાબાદમા રાક્ષસી અત્યાચારો ગુજરે છે, તેની તને કલ્પના પણ નહિ હોય ! અત્યા-ચારમાથી જીવતા છુટી આવે તો એ પુનર્જન્મ જ ! તમે વહેલા મુરશીદાબાદ પહોચો તેટલુ સારૂ ખ ડણીની સઘળી બાકી ભરી ન શકાય તોપણ હરકત નહિ થોડી ઘણી રકમ એ રાક્ષસના મોઢા ઉપર મારવી એટલે તેનો જઠરાગ્નિ શાત થશે અને થોડા દિવસ વધારે મુદત આપશે "

થોડીવાર અ શત ભુલાઇ ગએલી મહાન ચિ તા કલ્યાણસીંહના અ ત કરણમા પાછી જાગ્રત થઇ તેના નેત્ર અશ્રુ પ્રપૂરિત થયા ! પણ તેમા એક વિશેષ પ્રકારની ચમક જણાવા લાગી તેણે રૂ ધાતા

સ્વરે દિવાનજીને કહ્યુ– " સાહેબ ! હુ મુરશીદાબાદ ગયો નથી, ત્યા હુ કોઇને ઓળખતો નથી નવાબ સાહેબના દરબારની ખબર નથી, ત્યા મળવુ કોને ? નજરાનો આપવો કોને ? કોની મારફત દરબારમા દાખલ થવુ ? રાજા સાહેબને છોડાવવા શુ શુ કરવુ તે આપ મને કહેશો તો ઉપકાર થશે "

" ઘણી ખુશીથી હુ બધુ કહીશ ચિતા નહિ કરો પણ અત્યારે વાતો કરવા અહીં વખત નથી હુ પણ મુરશીદાબાદ જઉ છુ તારૂ અને મારૂ બન્નેનુ કામ એકજ છે ત્યા સદર ઘાટ ઉપર કૃષ્ણુનગરના રાજાના બગલે આવજે એટલે મારો મેળાપ થશે પછી આપણે આગળનો વિચાર કરીશુ "

એટલામા દિવાનજીના માણુસે નૌકા તૈયાર કરેલ હોવાના ખબર આપ્યા એટલે દિવાનજી તેમા બેઠા કુલ્યાણુસીંહ તેમની રજા લઇ પોતાની નૌકા તરફ આવ્યો અને દિવાનજીની નૌકા મુરશીદાબાદ તરફ રવાના થઇ

તુરતમાજ શિરોમણી ઠાકોર પોતાનુ નિત્યકર્મ આટોપીને ત્યા આવ્યા કુલ્યાણુસીંહે તેને કૃષ્ણુનગરના દિવાનનો મેળાપ થયાની અને થએલ વાતચીતની હકીકત કહી પછી બન્નેએ નિકળવાની તૈયારી કરી અને તેઓ મુરશીદાબાદ તરફ નૌકાઓમા બેસી રવાના થયા

મધ્યાહ્ન સમયે કુલ્યાણુસીંહની નૌકાઓ મુરશીદાબાદના ઘાટ ઉપર આવી દાખલ થઇ કુલ્યાણુસીંહ અને શિરોમણી ઠાકોર નીચે ઉતર્યા ઠાકોર આ પહેલા એક વાર ગોપીકૃષ્ણુરાય સાથે મુરશીદાબાદ આવ્યા હતા તેમને ગોષ્ટવિહારના રાજમહેલની ખબર હતી નૌકામાનો સઘળો સામાન નોકરોને લઇ આવવાની તાકીદ આપી કુલ્યાણુસીંહ, ઠાકોર મહાશયની સાથે બગલે ચાલતો થયો

નવાબ મુરશીદકુલીખાને મુરશીદાબાદ શહેર નવુ વસાવ્યુ ત્યારે બાદશાહના હુકમ ઉપરથી બગાલના સઘળા સસ્થાનિકોએ ત્યા પોતપોતાનો એકેક બગલો બાધવો એમ ઠરવાથી ત્યા તે પ્રમાણે બધાવવામા આવ્યા હતા અને તેમા જરૂર જોઇતા નોકરો

અને એક વહિવટદાર રાખવામાં આવતો તેને વકીલ કહેતા જમીનદારો સાથેનુ ચાલતું સઘળુ સરકારી કામ તેની મારફત લેવામા આવતુ

બગલે આવતાની સાથે કલ્યાણસીંહને ખબર પડી કે ગોપી-કૃષ્ણરાય આટલા દિવસ સુધી તો મહમદરેઝાખાનની દેખરેખ નીચે ગોષ્ટવિહારના બગલામા જ હતા. પરતુ બે દિવસ અગાઉ તેમને રેઝાખાનના હુકમથી જેલમા લઇ જવામા આવ્યા છે આ ભીષણ ખબરથી કલ્યાણસીંહ સ્તબ્ધ બની ગયો આગળ શુ કરવુ એ તેને સુઝતુ ન હતુ જેલમાના થતા અત્યાચારોની તેણે સાભળેલ હકીકતનુ ભીતી ભર્યું સ્વરૂપ મૂર્તિમાન તેની નજર આગળ ખડુ થયુ ! રાજાની મુલાકાત લેવાને અને તેમની જેલમાથી મુકતતા કરવાને શુ ઉપાયો લેવા એની તજવીજ કરવાને કલ્યાણસીંહે વકીલને બોલાવવા માણસ મોકલ્યુ

થોડીવારે વકીલ આવીને દિવાનખાનામા દાખલ થયો અને તે કલ્યાણસીંહને પ્રણામ કરી અદબથી ઉભો રહ્યો તેના તરફ ખિન્ન નજરે જોઇ કલ્યાણસીંહ બોલ્યો–"વકીલ સાહેબ ! મહારાજાને જેલમા લઈ ગયા છે એવુ મે સાભળ્યુ છે તેમનો મેળાપ શી રીતે થશે ? તેમની મુલાકાત શી રીતે થશે એ વિષે તમે કાઇ વિચાર કર્યો છે ?

"નામદાર ! રેઝાખાન પાસે કાઇ ઉપાય ચાલતો નથી કેમકે ખડણીની બાકીની ભરપાઇ થયા વિના તે કાઇ જ સાભળતા નથી રકમની કાઇ તજવીજ થઇ છે કે ?"

"હા બની તેટલી રકમ ભેળી કરીને લાવ્યો છુ પણ તેટલેથી ખડણીની બાકી પતી રહે તેમ નથી"

"ત્યારે તો એક પૈસો બાકી રહેશે તોપણ રેઝાખાન, મહા-રાજાને છોડશે નહિ !"

કલ્યાણસીંહે પૂછ્યું–"તેને કાઇ નજરાનો આપીએ તો કામ નહી થાય કે ?"

" ના સાહેબ ખાલી નજરાણાથી રેઝાખાન રીઝે તેમ નથી. ખડણીની થોડી ઘણી રકમ આપીને પછી કાઇ નજરાનો આપીએ તો કાઇક આશા ખરી "

" ધારો કે કદાચ તેમ કરીએ તો તો પછી મહારાજાને છોડે ખરાને ? "

" નાજી બાકીની પૂરી ભરપાઇ થયા વિના છુટકારાની તો વાત જ ન પૂછો ! માત્ર તેનાથી થોડી મુદત તેમનાપર થતા અત્યાચારો બધ રહે ખરા "

આશ્ચર્યચકિત થતા કુલ્યાણસીંહે પૂછ્યુ–" શુ નજરાનાનો એટલો જ ઉપયોગ ? "

" હાજી હવે તો તેમજ બાકી જ્યાસુધી મહારાજા આપણા બગલામા જ અટકાયતમા હતા ત્યાસુધી જો કાઇ નજરાનો પહોચ્યો હોત તો થોડી ઘણી ખડણીની રકમથી ચાલત એટલે તેમને જેલમા જવુ પડત નહિ પરતુ હવે તો પૂરી રકમ ચુકતે થયા વિના મુકત થવાની આશા નથી ! "

કુલ્યાણસીંહનુ અતકરણ દુખિત થયુ ! તેના મોઢામાથી લાબો નિશ્વાસ બહાર નીકળી ગયો ! આખમા અશ્રુ આવી ગયા કેટલીક વારસુધી વિચાર કરીને તે બોલ્યો–" વકીલ સાહેબ ! મહારાજાના કષ્ટ કમી થાય તેટલા કરવા એ અવશ્યનુ કામ છે માટે અમે આણેલી રકમમાથી કાઇક ખડણીમા અને કાઇક નજરાના દાખલ રેઝાખાનને પહોચાડવી, એ તો ઠીક, પણ તેમા નજરાનાની કેટલી રકમ આપવી જોઇએ ? "

" એનુ કાઇ પ્રમાણ નથી. તોપણ રેઝાખાન સાહેબ દસ હજાર કરતા ઓછી રકમ નજરાનાની કોઇ દિવસ સ્વીકારતા નથી. "

" શુ કહો છો ? દસ હજાર–નજરાનો ? " કુલ્યાણસીંહે ચકિત થતા પુછ્યુ તે વકીલના મોઢા તરફ જોતોજ રહ્યો " અહા ! જે રાજાઓને પૈસા નહિ ભરી શકવાથી કેદમા રાખવામા આવ્યા

છે, જેમને પૈસાની વસુલાત માટે– પશુઓને રીબાવવામાં આવે તેવા અત્યાચારો સહન કરવા પડે છે, તેઓની પાસેથી આવી નજ-રાણાની જબરી રકમ કઢાવવામા આવે એ શુ યોગ્ય છે? અરેરે! ઓ દેવીભવાની! તારી લીલા વિચિત્ર છે!'

"નામવર! આપ કદાચ ગોષ્ટવિહારના યુવરાજ નહિ હો, તોપણ મહારાજાના કોઇ અ ગતના આત્મય તો જરૂરથી છો અને તેથીજ મહારાજા સાહેબને માટે આપને આટલી બધી ચિ તા થાય છે જેથી આપ અમારા માલિકજ છો આપને મારી નમ્ર વિન તિ છે કે આ મુસલમાની રાજ છે અહીં ન્યાય અને અન્યાય તે શુ? આપનો સ્વભાવ ન્યાયપ્રિય અને ક્ષત્રિય સરખો જુસ્સાદાર છે, તેથી આપને રીસ ચડે એ સ્વાભાવિક છે પણ એ મનોવિકાર અહીં બહાર જરાપણ બતાવશો નહિ જો આપના આ વિચાર બીજા કોઇના સાભળવામા આવે તો બહુજ હેરાનગતી થાય! માટે અહીં સ ભાળથી રહેવાનુ છે સ્પષ્ટ કહેવુ પડયુ તે માટે ક્ષમા કરશો"

"વૃદ્ધ વકીલજી! તમારૂ કહેવુ ખરૂ છે પણ હવે રેઝાખાન પાસે જઇને તમે બધી ગોઠવણ કરો"

"આજનો વખત તો ગયો રેઝાખાન રોજ સવારે દરબારમા આવે છે અને તે વખતે બધા કામો તપાસે છે ત્યારપછીનો વખત તે વિચાર કરવામા ગુજારે છે એટલે હવે આવતી કાલે તજવીજ કરી શકાશે"

"ભલે" કહી કુલ્યાણસીંહે વકીલને રજા આપી અને પછી શુ ગોઠવણ કરવી એ વિચારમા તેણે સઘળો દિવસ કાઢયો

સ ધ્યા વખતે કુલ્યાણસીંહ પોતાના દરબારી પોશાકમા સજ્જ થઇને એકલો બ ગલામાથી બહાર નીકળ્યો તેના માથા પર બાધેલ રેશમી જરિયાની સાફો, અ ગમા લાબો અ ગરખો, બરાબર ચપોચપ પહેરેલી સુરવાલ, પગમા દિલ્લીશાહી જોડા અને હાથમાની સોટી એ સઘળુ તેની સુદરતામા વધારો કરતુ હતુ.

સંધ્યા સમયના અસ્ત પામતા સવિતાપતિના સોનેરી કિરણો મુરશીદાબાદના ઉચ્ચ મહાલયો અને વૃક્ષો ઉપર ચમકતા હતાં ગંગાપ્રવાહ ઉપરથી શીતળ પવન વહેતો હતો, શહેરના રસ્તાઓ સ્વચ્છ હતા શ્રીમાનો અને અમીર ઉમરાવોની મહેલાતો આગળના બગીચાઓમાંના નવવિકસિત રાત્રિગંધાદિ સુવાસિત પુષ્પોની મધુર સુગંધ ચોમેર પ્રસરી રહી હતી. નીલ આકાશમાં મેઘખંડો ભ્રમણ કરતા હતા. ચેનબાજી ભોગવતા લક્ષ્મીપુત્રો સહેલ કરવાને બહાર નીકળ્યા હતા, જ્યારે બિચારા ગરીબ ખેડુતો આખો દિવસ જંગલમાં અને તડકામાં કામ કરીને થાકી લોથ થયેલા વિશ્રાંતિ અર્થે પોતાના ઝુંપડાઓ તરફ આવતા હતા હરબારગઢના ઉંચા નગારખાનામાં વાગતા ચોઘડીઆનો ગંભીર ધ્વનિ નવાબી અમલનું પ્રત્યેકને સ્મરણ કરાવતો હતો. બજારમાં વેપારની પણ ઉથલપાથલ ઘણી ચાલી રહી હતી.

ઉપરોક્ત શહેરમાં ચોમેર ઉમંગ અને ચંચળતા જણાતી હતી, ત્યારે કલ્યાણસીંહનું અંતઃકરણ ખિન્નતા અને સ્તબ્ધતાથી વ્યાપ્ત હતું! આટલું બધું વિસ્તીર્ણ અને પ્રવૃત્તિમય શહેર છતાં તે મુરશીદાબાદ કલ્યાણસીંહને શૂન્યવત્ જણાતું હતું!

સદરઘાટ ઉપરના કૃષ્ણનગરના રાજાના બંગલે જઈને દિવાન સાહેબને મળી તેમની પણ સલાહ લેવાના વિચારથી કલ્યાણસીંહ પોતાના બંગલેથી નીકળ્યો હતો. પરંતુ સદરઘાટ ક્યાં છે તેની તેને ખબર ન હતી. તો પણ ગંગાકિનારા ઉપર કોઈ જગાએ હશે એવા અનુમાનથી તે ગંગાપ્રવાહને અનુસરતા રસ્તેથી નીકળ્યો. સંધ્યા વખતે આ રસ્તા ઉપર ચેનબાજીની, રમતગમતની પરચુરણ સામાનની ચીજોનો બજાર ભરાતો હતો. જેથી ત્યાં માણસોની ગીરદી પુષ્કળ થતી કોઈ નવરો માણસ મળશે અને તેને કૃષ્ણ-નગરના રાજમહેલના ઠેકાણાની ખબર પૂછીશું એવો કલ્યાણસીંહનો વિચાર હતો. પણ તે જેના જેના તરફ આશાભરી નજરે જોતો તે સઘળા પોતપોતાના ઉદ્યોગમાં મચ્યા રહેલા જોવામાં આવતા

તેથી તે નિરાશ થતો. ઘણો વખત એમ જ ગયો. રાત્રી થતાં જ્યા ત્યા દિવા પ્રગટાયા. પણ કોઇ નવરો માણસ કલ્યાણસીંહને મળ્યો નહિ અને તેથી તેને જોઇતા ઠેકાણાનો પત્તો પણ લાગ્યો નહિ !

તે વિચારમા ને વિચારમા આગળ જતો હતો ત્યા તેની પાસે એક બુઢ્ઢી માલણ આવીને બોલી– " શેઠજી ! ફૂલોનો હાર લેશો કે ? ઘણા ઉમદા સુગંધિ પુષ્પો ગુથ્યાં છે. "

કલ્યાણસીંહને ફૂલોના હારની જરૂર ન હતી, કેમકે ફૂલોનો આનંદ લૂટવા જેવી સ્થિતિમા અત્યારે તેનુ અંતઃકરણ ન હતું ! તો પણ પોતાની ધારેલી ધારણા સિદ્ધ કરવાને આ વાતચીતનો પ્રસંગ ઉપયોગી થશે એમ જાણીને માલણ પાસેની છાબડીમાથી કલ્યાણસીંહે મોતિયાનો ગજરો ઉપાડી લીધો અને આઠ આના તેણે માલણના હાથપર મુકયા. કલ્યાણસીંહની ઉદારતા જોઇ તે માલણ સંતોષની નજરે તેના તરફ અનિમિષ નયને જોઇ રહી કલ્યાણસીંહનુ અનુપમ સૌંદર્ય અને મનોહર ચહેરો જોઈ તે ચકિત થઇ !

આ યૂવાન આ શહેરમાંનો રહીશ નથી એવુ તેણે તરત કળી લીધું. તે નમ્રતાથી બોલી–" નામદાર ! આપ અહીના રહેવાશી જણાતા નથી તો કયાથી પધારવુ થયુ છે ? અને આ વખતે એકલા આમ કઈ તરફ જાઓ છો ? "

" હું આજે જ આ શહેરમાં આવ્યો છું કૃષ્ણનગરના રાજમહેલે મારે જવુ છે તે મહેલ આ તરફ જ આવ્યો કે ? "

કલ્યાણસીંહનો કોયલને પણ લજાવે એવો મીઠો સ્વર સાભળીને માલણ ચંપા મુગ્ધ બની. તે કિંચિત હાસ્ય કરતી બોલી–" ના. ના સાહેબ ! તે મહેલ આ તરફ નથી. સદરઘાટ ઉપર છે. "

" ત્યારે એ સદરઘાટ કયા છે તે મને બતાવશો કે ? "

" માફ કરો મારે હજુ બેગમ મહેલમા ફૂલો આપવા જવું

છે તો પણ આપ મારી સાથે ત્યા સુધી આવવાની તસ્દી લેશો તો ત્યાથી પાછી વળતી વખતે આપને રસ્તો બતાવી શકીશ ”

કલ્યાણસીંહે તેમ કરવાનુ કબુલ કર્યું અને તે તેની સાથે ચાલ્યો એટલે ચંપાએ પુછ્યું-“નામદાર! આપનો કયો દેશ?”

“ હું ગોષ્ટવિહારનો રહીશ છુ ”

“ આપના પોશાક ઉપરથી આપ હિન્દુ જણાઓ છો ”

“ હા. હું બ્રાહ્મણ છુ. ”

“ ત્યારે ગોષ્ટવિહારના આપ રાજકુમાર હશો. ”

“ એ તે શા ઉપરથી જાણ્યુ? ”

“ આવુ મનોહર રૂપ રાજકુટુંબ વિના અન્ય કોનામા હોય?”

કલ્યાણસીંહે હસીને પુછ્યું-“ તમારૂ નામ શુ? ”

“ સાહેબ! મારૂ નામ ચંપા માલણ ”

“ તું આ શહેરમા જ રહે છે કે? ”

“ જી હા. ફૂલો વેચવાનો મારો ધંધો છે સઘળા મોટા મોટા સરદાર અને અમીર ઉમરાવના બંગલાઓમાં હું જ ફૂલો આપુ છુ આપ અહીં કયા રાજમહેલમા ઉતર્યા છો? ”

“ હુ ગોષ્ટવિહારના રાજમહેલમા ઉતર્યો છુ એ ઠીક પણ તું જાતે કેવી-મુસલમાન છે? ”

“ નહિ. નહિ. નામદાર! હુ હિન્દુ છુ ”

“ તો પછી હિન્દુઓનો દ્વેશ કરનાર મુસલમાન એવા બેગમ સાહેબ! તેમના મહેલમા તારા ફૂલો કેમ વેચાય છે? ”

“ ફૂલોના હાર, તોરા, ગજરા, પંખા અને અંબોડા ઉપર બાંધવાની ફૂલકળીઓની માળા-વેણી વીગેરે મારા સરખુ મુસલમાન ફૂલવાળીને બનાવતા આવડતું નથી. મારી ગુંથણી બેગમ સાહેબને પસંદ પડવાથી તેમણે મને જ આશ્રય આપ્યો છે. ”

"આ ક્યાં બેગમ સાહેબ ?"

"મહમદ રેઝાખાન સાહેબના માનીતા બેગમ સાહેબ અહીંના નવાબ સાહેબ એ આ બેગમ સાહેબના દાદા થતા હોવાથી તેમને શેની કમીના હોય ?"

"શું સૈયદ સાહેબને આ એક જ બેગમ છે ?"

"શા માટે એક જ હોય ? તેમને તો ચાર બેગમો છે ચારેના ચાર જુદાજુદા મહેલો છે. નવાબ સરકારના પ્રિય પૌત્રી નેફીસા બેગમ એમની સાથે સૈયદ સાહેબે નીકા કર્યા ત્યારે જ તો તેમને દિવાનગિરી મળી તો પણ તેમની ખરી પ્રીતિ જોઇએ તો તે ફ્રૂતિમા બેગમ ઉપર જ છે."

"એમ ?" કલ્યાણસીંહે ચકિત થતા પુછ્યુ–"તો પછી નેફીસા બેગમને અને નવાબ સાહેબને તે ગમે છે ?"

"ગમે શાની ? બિચારી નેફીસા બેગમ રાતદિવસ વિરહની વ્યથાથી દુખી છે તેમનો સ્વભાવ બહુ કોમળ છે તે પોતે યુવાન અને તે સાથે ઘણા રૂપાળા છે અતકરણ કુમળુ અને પોતે પ્રેમનાં ભુખ્યા છે, પણ સૈયદ સાહેબનુ તે તરફ લક્ષ્યજ નથી ! તેમના માટે મને બહુ જ લાગી આવે છે ! મારા ઉપર તેમનો બહુ વિશ્વાસ છે પણ શુ ?"

"જવાદે, એ મોટાઓના ઘરની પચાત આપણે શુ કરવી છે ? પણ તુ પોતે રહે છે ક્યા ?"

"નામદાર ! હું બજાર મહોલ્લામા રહુ છુ. ગોકવિહારનો રાજમહેલ મારો જોએલો છે, આપને ફૂલો ગમતા હશે તો આપના મહેલે હુ જાતજાતના સુગધી ફૂલો પહોચાડતી જઇશ."

"બહુ સારૂ મારે ફૂલોની જરૂર હશે ત્યારે હુ તારી પાસેથીજ લેતો રહીશ"

"ઘણી ખુશીથી. મહેરબાની આપની. હું આપના મહેલે કોઇ કોઇ વાર આવીને મળતી રહીશ, પણ આવવાની રજા તો

થશે ને ?"

" હા કોઇ જાતની હરકત નથી, ખુશીથી આવજે."

વાતો કરતા કરતા તે એક વિશાળ ચોકમા આવી પહોચ્યાં એટલે ચ પાએ કુલ્યાણુસીહને કહ્યુ– "સરકાર ! બેગમ સાહેબના મહેલમાથી પાછી વળતા કદાચને મને રાત્રી થશે, માટે આપને હુ અહીંથી જ રસ્તો બતાવી દઉં આ ડાબી બાજુની મોટી સડકેથી સીધા જવુ, આગળ જતા એક ચ પાનુ ઝાડ છે તે ઝાડની સામે થી એક આડો રસ્તો જાય છે, તે રસ્તેથી આગળ જતા ઉત્તરાદ્ધ બાજુ રાતા ર ગનો એક મોટો દરવાજો છે, એજ કૃષ્ણુનગરનો રાજમહેલ આવ્યુને આપના ધ્યાનમા ?'

"હા" એમ કહીને કુલ્યાણુસીહ તે ફૂલવાળીથી જુદો પડીને બતાવેલ રસ્તે વળ્યો, અને ચ પા, બેગમ મહેલ તરફ ચાલવા લાગી

કૃષ્ણુનગરના રાજમહેલ આગળ જઇને કુલ્યાણુસીંહે બહાર પહેરા ઉપરના સીપાઇને કહ્યુ– "દિવાનજી સાહેબ છે ?"

દિવાન સાહેબ, અ દરના દિવાનખાનામા એક ગાલીચા ઉપર બેઠા બેઠા બીજાની સાથે વાતો કરતા હતા, તેમણે કુલ્યાણુસીંહના શબ્દો સાભળીને પુછ્યુ – "કોણુ છે ?"

"હુ કુલ્યાણુસીંહ છુ" કુલ્યાણુસીંહે બહારથીજ ઉત્તર આપ્યો

"પધારો, આવો કુલ્યાણુસીંહ" દિવાને દરવાજા પાસે બહાર આવતા આદરપૂર્વક કહ્યુ, અને તેને અ દર સાથે લઇ જઇને ગાલીચા ઉપર બેસાડતા પુછ્યુ – "કેમ ? તમારા મહારાજાના શા ખબર છે ?"

"ખ ડણીની બાકી રહેલી રકમની ભરપાઇ કરવાની મુદ્દત વીતી જવાથી રેઝાખાને તેમને જેલમા મોકલાવી દીધા"

"ત્યારે હવે આગળ શુ કરવાનુ ધાર્યુ ?"

"અમારા વકીલ સાહેબે એમ જણાવ્યુ કે બાકી રહેલી રકમમાથી થોડી ઘણી રકમ અને પુરેપુરી નજરાણાની રકમ આપ્યા

વિના કાઇજ થઇ શકશે નહિ ”

“ બરાબર છે, ખ ડણીની ચુકતે બાકી ભરી શકાય તેમ ન હોય તો વકીલે આપને કહ્યુ તેમ કર્યા વિના બીજો રસ્તોજ નથી ”

“ પણ રેઝાખાન દસહજારથી ઓછી રકમ નજરાણાની તો લેતો જ નથી, એમ અમારા વકીલ સાહેબ કહેતા હતા, વળી તેટલો આપતા છતાએ છુટકારો તો થવાનો જ નહિ, માત્ર બાકીની રકમ ભરી દેવાને થોડી ઘણી મુદત મળે, અને તે દરમ્યાન જેલમા થતા અત્યાચાર બ ધ થાય એટલુ જ, પણ તે મુદતમા જો ભરપાઈ ન થાય તો ફરી રાક્ષસી અત્યાચારો શરૂ થવાના જ ”

“ હા એ તેમનુ કહેવુ ખરૂ છે એ મુદત પછી જો બાકી રહેશે તો ફરી થોડી ઘણી ખ ડણીની રકમ અને નજરાણો આપવો પડશે એ સિવાય મહારાજાના બચાવનો બીજો રસ્તો જ નથી ”

અનુભવી દિવાન સાહેબે ઉપરોકત પોતાનો અભિપ્રાય કહેવાની સાથે કુલ્યાણસીંહનો સુ દર ચહેરો એકદમ ઉતરી ગયો. પર તુ તુરત જ થોડીવારે તેનાપર ક્ષાત્ર તેજ ચમકવા લાગ્યુ મુસલમાનો ઉપરનો દ્વેષ અને બિચારા અજ્ઞ બ ગવાસીઓ પ્રત્યેનો તિરસ્કાર તેની તીક્ષ્ણ દૃષ્ટિમા જણાવા લાગ્યો તે વખતનો તેનો પાણીદાર ચહેરો જોઇ બુઢ્ઢા દિવાનને કૌતક જણાયુ પણ દિવાન સામેની એક મોટી ગાદી ઉપર બેઠેલા એક યૂવાનને કુલ્યાણસીંહ તરફ જોતા ભીતિ લાગી. એ યુવાન કૃષ્ણનગરનો યુવરાજ રઘુરામ હતો, તેને રઘુવીર પણ કહેતા

કૃષ્ણનગરના રાજા રામજીવનરાય એ ખ ડણીની રહેલી બાકી માટે મુરશીદાબાદમા રેઝાખાનની જેલમા જ હતા અને તેમનો કુ વર રઘુરામ પોતાના પિતાની મુક્તતા કરવા સારૂ અત્રે આવ્યો હતો. અને દિવાન સાહેબ પણ થોડી ઘણી રકમ લઇ આજે તે કામ માટે જ આવ્યા હતા

કુલ્યાણસીંહે એક દીર્ઘનિશ્વાસ મુક્યો. અને તે તુરત ઉભો

થયો જે જોઇ દિવાને પુછ્યું–" કા શુ વિચાર નક્કી કર્યો ? "

" કાઇ નહિ શાનો વિચાર અને શુ કાઇ ? "

વૃદ્ધ દિવાને કુલ્યાણુસીંહની સ્થિતિ ઓળખી તે બોલ્યા– ' કુલ્યાણુસીંહ ! રાજખટપટમા આ તમારો પ્રથમ જ પ્રવેશ જણાય છે પણુ આ કુટીલ રાજનીતી સાથે બાઝબાઝી ચલાવતા મારા આ વાળ કાળાના ધોળા થયા મારી પાસે તમારા કોઇ વિચાર છુપાઇ શકશે નહિ પણુ હું તમને એટલુ કહુ છુ કે તમે મનમા આણેલી વાત આ બ ગાલામા બિલકુલ અસાધ્ય છે જ્યા બાર પૂર ભૈયા અને તેર ચોકા ! ત્યા શુ ? અમો બ ગાલી જમીનદારોની તે જ દશા છે. કોઇનો મત કોઇની સાથે મળતો નથી. ત્યા શુ થાય ? તો પણુ ધ્યાનમા રાખશો કે આ નવાબશાહી છે તેમ તમો એ મુસલમાનોની રાજધાનીમા છો અહીં તમારા ચમકતા પાણીદાર વિચારો બહુ જ ગુપ્ત રાખવા જોઇએ

" એ તમારૂ કહેવુ ખરૂ છે પણુ–" કુલ્યાણુસીંહ બોલ્યો

દિવાને તેને આગળ બોલતા અટકાવી કહ્યુ–" પણુ શું ? કાઇ જ નહિ જો તે મનોવિકારની જરાપણુ પરિસ્ફુટતા થાય, તો પ્રાણુ બચવા મુશ્કેલ થઇ પડે. એ ચોક્કસ માનજો માટે બહુ સાવચેતીથી રહેવુ આપણામા **ઐકય** અને **સ્વાભિમાન** એ સદ્ગુણો હોત તો આવા રાક્ષસી અત્યાચારો સહન કરવાનો આપણુને શુ કરવા વખત આવત ? "

કુલ્યાણુસીંહ ક્રુદ્ધ સ્વરે બોલ્યો– " શુ આ ક્રુરતા ભરેલા અત્યાચારોનો પ્રતિરોધ કરવા બ ગાલી જમીનદારોમા એક પણુ તેજસ્વી પુરૂષ નથી ? જો કોઇ હશે તો મારી આ અલ્પ જેવી શક્તિ હુ તેના ચરણે અર્પણુ કરવાને તૈયાર છુ "

" હ હ કુલ્યાણુસીંહ ! " દિવાનજી ભીતી ભરેલા સ્વરે બોલ્યા–" કુમાર ! આવુ કઇનુ કઇ બકતો નહિ. આવી ગફલતથી જાન જોખમમા નાખી દઇશ સમજ્યો ? "

કલ્યાણસીંહ ઉત્તેજીત સ્વરે બોલ્યો – "દિવાનજી સાહેબ! આપ આ શુ બોલો છો? જે દેશમાં મોટા માણુસોની, શેરી ચૌટે રઝળતા કુતરા બિલાડા જેટલીએ કિંમત નથી, જે દેશમાંની પરમ પૂજ્ય માતાઓ, પ્રિય બહેનો, ધર્મ-પત્નિ એમના પ્રાતિવ્રત્ય ઉપર ક્યારે ધાડ પડશે એનો ભરોસો નથી, જે દેશમાં પ્રજાની દોલત એ વિદેશી ચોરટાઓની ચેનબાજી માટે ફાવે ત્યારે લુટવામાં આવે છે, તે દેશમાંના યૂવાન-તરૂણ કહેવડાવનારા ષંઢોએ જીવવા કરતાં મરવું શું ખોટું?"

રાજકુમાર રઘુરામ અત્યાર સુધી નિશબ્દ બેઠો હતો, એ એકદમ ચમકીને બોલ્યો – "શાબાશ, કલ્યાણસીંહ! તુ ખરો નરવીર છે!"

"ના – ના, હુ વીર શાનો? અને નર પણ શાનો? નામદાર! જો હુ વીર હોત તો મારા મહારાજાને નવાબના બદી-ખાનામા આવા કષ્ટ સહન કરવા દીધા હોત ખરા કે? મારામા જો મનુષ્યપણુ હોત તો પરમ પૂજ્ય મુરબ્બીઓ ઉપર આવા અત્યાચારો કે જે કાને પણ સાભળી શકાતા નથી, તે શું વિના બોલ્યે સહન કરત ખરો?"

દિવાનજી ચકિત દષ્ટી વડે કલ્યાણસીહ અને કુમાર રઘુરામ તરફ જોતા રહ્યા રઘુરામ ખરો સુરો, સાહસી અને બુદ્ધિમાન હતો, પણ કલ્યાણસીંહના તેજ આગળ તે અજાઇ ઝાખો પડી ગયો! અને ફરી સ્તબ્ધ બેઠા

દિવાનજીએ કુમાર રઘુરામને બતાવતા કહ્યુ– "કલ્યાણસીંહ! આ અમારા યુવરાજ સાહેબ"

"એમ કે? તો પછી તેઓ અને હુ બન્ને સમાન દુખ-વાળા છીએ" રઘુરામ તરફ વળીને કલ્યાણસીંહ બોલ્યો– "આપના પિતાશ્રી પણ ખડણીની બાકી સારૂ રેઝાખાનની કેદમા છે કેમ?

“ હા પણ ખંડણીની બાકી છે તેની ભરપાઇ કર્યા વિના તેમનો છુટકારો થવાને બીજો રસ્તો પણ શુ છે ? ”

“ અરેરે કૃષ્ણનગરના મહારાજા કેટલા બધા મોટા અધિકારી ? તેમનો કેટલો બધો મોટો માન મરતબો ? તેમની કેવી સારી યોગ્યતા ? આપના સરખો યુવાન વીર તેમનો પુત્ર ? એમ છતા આપની આવી દશા ? તો પછી અમારા જેવાનો શુ હિસાબ ? ”

“ ભાઇ કલ્યાણસીંહ ! એ બધુ ખરૂ. પણ સાપ્રતના મૂગલ શહેનશાહ અને નવાબ મુરશીદકુલીખાન એ તેમના પ્રતિનિધિ ! તેમના આગળ બીજા કોનો માનમરતબો અને પ્રતિષ્ઠા ટકવાના હતા ? ”

“ આપ બરોબરજ કહો છો. જેમનું આયુષ્ય ગુલામગિરિમાં પરાધીનતામાં ગયુ હોય, તેમને વીરત્વ અને સ્વતંત્રતાની કલ્પના પણ શાની સંભવે ? ”

કલ્યાણસીંહના આ શબ્દોથી રઘુરામ ગુસ્સાની નજરે તેના તરફ જોઇ રહ્યો. અહીં વધારે રોકાવુ ઉચીત નથી એમ વિચારીને કલ્યાણસીંહ તે બન્નેની રજા લઇને ત્યાથી તુરત ચાલતો થયો

રઘુરામ અને દિવાનજી બન્ને એકબીજા તરફ ઘણીવાર સુધીં જોતા રહ્યા. કેટલીકવારે યુવરાજ બોલ્યો–“ બિચારો ઉછરતો છોકરો ! તેને હજુ રાજદરબાર અને રાજખટપટ સબંધી કાંઇજ અનુભવ નથી ! ”

દિવાનજીએ કાંઈ જ ઉત્તર આપ્યો નહિ એક દીર્ઘનિશ્વાસ મુકીને ત્યાથીં ઉઠી તે બીજી તરફ ચાલતા થયા



## પરિચ્છેદ ચોથો

### ભીષણ દૃશ્ય !

અમલનો આકરો પ્યાલો જીરવવો બહુ અકારો છે,
ફરજના સમજનારાને ખરે એ સર્પ–ભારો છે !
સીંહણનું દૂધ ના ટકતું નહોના પાત્ર સોનાનું,
દીપે ના અમલ પણ જેનું હૃદય વિષે ભર્યું નાનું

બીજે દિવસે સવારે કુલ્યાણસીંહ પોતાના બંગલા આગળના બગીચામાં ફરતો હતો ત્યાં સિપાઈઓનું એક ટોળું રસ્તેથી જતું તેના જોવામાં આવ્યું આટલા બધા સિપાઈઓ એકઠા થઈને ક્યાં શું કરવા જાય છે? તે જોવાને માટે કુલ્યાણસીંહ બગીચાના દરવાજામાં આવી ઉભો રહ્યો ત્યાં આગળ પાછળ અને આજુબાજુથી ઘેરી લીધેલા 'કમનસીબ જાગીરદારો' અવનત મુખે ધીરે ધીરે ચાલતા હતા એમ તેના જોવામાં આવ્યું ! બંગાલાના કુળવાન અને સન્માન્ય સંસ્થાનિકોની થતી આ વિટંબના જોઈને કુલ્યાણસીંહના અંગ ઉપર રોમાન્ચ ઉભા થયા ! બંધીવાનો દસ બાર હતા તેમના દુબળા શરીરો, તેજહીન ચહેરાઓ, અને કંગાલ વેશ જોઈને કુલ્યાણસીંહને બહુ જ ખેદ થયો ! એટલામાં એ બેડીઓ ખખડાવતા જતા બંધીવાનોમાં ગોષ્ઠવિહારના વૃદ્ધ રાજા ગોપીકૃષ્ણરાયને જોતા કુલ્યાણસીંહને ચક્કર આવી ગયા ! તેનાથી ઉભુ રહેવાતું ન હતું ! બન્ને હાથથી મોઢું ઢાંકી દઈને તે નીચે બેસી ગયો અને મોટેથી ડુસકે ડુસકે રડવા લાગ્યો ગોપીકૃષ્ણરાયનું શરીર વૃદ્ધાવસ્થામાં પણ પાણીદાર દેખાતું હતું, તે અત્યારે સાવ નિસ્તેજ થયું હતું તેમના ચમકતા નેત્રોમાં પ્રેતકળા જણાતી હતી એ ભીષણ દૃશ્ય કુલ્યાણસીંહથી જોવાતું ન હતું ! બેડીઓનો મર્મભેદક ધ્વનિ સંભળાતો બંધ થયો ત્યારે તેણે આંખો ઉઘાડી અશ્રુપૂર્ણ દૃષ્ટિથી તેણે આકાશ તરફ જોઈ એક દીર્ઘનિશ્વાસ મૂક્યો !

અને ભારે પગલે તે બગલામા ગયો

કલ્યાણસીંહ દિવાનખાનામા એકલો જ કેટલીએ વાર સુધી બેઠા હતો તેનુ માથુ ભમતું હતુ ! પોતે શુ જોયુ ? ખરી સ્થિતિ શુ છે ? કિન્તુ પોતે કોણ કયા શુ કરવા આવેલ છે ? એનુ પણ ક્ષણ વાર તેને વિસ્મરણ થયુ પોતાના શરીરમાનુ અથવા તો આખી સૃષ્ટિમાનુ ચૈતન્ય એકદમ નષ્ટ થયું કે શુ એમ તેને થયું !

કેટલીક વારે કલ્યાણસીંહ પોતાના બગલામાથી બહાર નીકળ્યો અને એક રસ્તેથી ધીરે ધીરે ચાલવા લાગ્યો પોતે કયા શુ કરવા જાય છે ? એનુ તેને ભાન ન હતુ કોઇએ પાછળથી આવીને તેના ખભાપર હાથ મુકી તેને બોલાવ્યો

કલ્યાણસીંહે ચમકીને પાછુ વાળી જોયુ ત્યા કૃષ્ણનગરના દિવાન અને યુવરાજ રઘુરામ પોતા પાસે આવી ઉભેલા તેણે જોયા

કલ્યાણસીંહે ચકિત થઇ પુછ્યુ–"દિવાનજી ! કુમાર સાહેબ ! આપ બન્ને મળીને કેઇ-તરફ ચાલ્યા ? "

"થોડીવાર પહેલા જાગીરદાર–સસ્થાનિક કેદીઓને સિપાઇઓ આ રસ્તેથીજ લઇ ગએલા તમે ન જોયા ? તેમા તમારા અને અમારા મહારાજા હતા તે શુ તમારા જોવામા ન આવ્યા ?"

"હા. મે જોયા ખરા પણ તેમને કેણી તરફ કયા લઇ ગયા એ આપના જાણવામા છે કે ?"

"હા વૈકુઠ તરફ" દિવાનજીએ કહ્યુ,

કલ્યાણસીંહે ચકિત થતા પુછ્યું–"શુ વૈકુઠ ? એટલે ?"

"વૈકુંઠ એ નામનો એક નરકકુડ કેદખાને તૈયાર કરાવ્યો છે. ત્યા કર્મોના ભોગ ભોગવવા માટેજ ઘણુ કરીને તેમને બધાને લઇ જવામા આવ્યા હશે"

કલ્યાણસીંહે બન્ને હાથે છાતી દાબી રાખીને રડવુ પણ અટકાવ્યું નેત્રમાં આવેલ ઝળઝળીયા મહા મુશીબતે રોકયા. તે

ખિન્ન દ્રષ્ટીએ જોતા બોલ્યો–"શું આપ તે તરફ જવા નીકળ્યા છો ? શું આપને તે ભયકર દ્રશ્ય જોવાની ઉમેદ થઇ છે ? યુવરાજ ! તમે તો મખમલનો જરીયની પોશાક પહેરીને સાથે બે હજુરીઆઓ લઇને દરબારી ઠાઠથી નીકળ્યા છો ને શુ ? અરે પણુ આ શુ ? કુમાર સાહેબ ! આપના પિતાશ્રી પોતે એ નરકકુડમા યાતનાઓ ભોગવતા હોય, અને આપણે તેમની સામે આવા ઠાઠમાઠથી ઉભા રહેવુ ! તે કરતા તો શરીરે રાખ ચોળીને, મોઢામા તરણુ લઇ રેઝાખાનના પગની ધૂળ માથે ચડાવીને તેને શરણુ થવુ એ ઠીક, કે જેથી તેને તમારી દયા આવે, અને તમારા પૂજ્ય પિતાશ્રીનો છુટકારો કરે ! "

કુમાર રઘુરામ કલ્યાણસીંહ તરફ ક્રોધથી જોતા દિવાનજીને કહેવા લાગ્યો–"દિવાનજી ! આ તરૂણનુ મગજ બગડી ગયુ જણાય છે ! તેની સાથે વાતો કરવામા સાર નથી "

દિવાનજીએ યુવરાજને કાંઇ પણ જવાબ નહિ આપતા કલ્યાણસીંહ તરફ જોઇ પુછ્યુ–"કેમ તમારો ત્યા આવવા વિચાર નથી ?"

"ના ના મારાથી એ ભીષણુ દેખાવ જરાવાર પણુ જોઇ શકાશે નહિ !"

**"સંપદા અને આપદા, સુખ અને દુઃખ એ બન્ને સરખી રીતેજ સહન કરવાની શક્તિ જેનામાં હોય તેજ ખરો વીર ! "**

કલ્યાણસીંહે કહ્યુ– 'એ શક્તિ મારામા નથી એવુ નથી પણુ તેમનુ એ અપમાન અને કષ્ટ જોવાથી લાભ પણુ શુ ? માત્ર નજરે જોઈ રહેવાથી કાંઈ તે થોડુ જ ઓછું થવાનુ છે ? મને તો લાગે છે કે ઉલટુ આવી અપમાનકારક શારિરીક યાતનાઓ પોતાના આસ–સબધીઓના જોવામા આવવાથી તે ભોગવનારાઓને વધારે અસહ્ય થશે ! "

" એ ખરૂ પણ વખત આવે ત્યારે દુષ્ટ યવનોના રાક્ષસી અત્યાચારનું બરાબર વર્ણન, આપી શકાય માટે તે એકવાર નજરે જોઇ લેવુ એજ ઠીક. તો ચાલો તમે અમારી સાથે. એટલે તમને પણ આ રેઝાખાનના વૈકુઠ વિષેની બરાબર માહિતી મળે "

કુલ્યાણસીંહ કાંઇ બોલ્યો નહિ દિવાનજી તેનો હાથ પકડીને તેને પોતા સાથે લઇ ચાલ્યા અને તે પણ મંત્રમુગ્ધ પ્રમાણે તેની પાછળ ચાલ્યો

કમનસીબ બિચારા બગાલી જમીનદારોને રેઝાખાનના હુકમથી જ્યારે આ કહેવાતા વૈકુઠવાસના કષ્ટ ભોગવવાનો વખત આવતો તે વખતે આ વૈકુઠના કપાઉન્ડમા પેસવાનો પ્રેક્ષકોને અટકાવ હતો તો પણ તે કમનસીબ જમીનદારોના સબધી–મિત્રો વીગેરેને અદર જવા દેવાની રેઝાખાનની પરવાનગી હતી કે જેથી વૈકુઠમાંની હૈગનગતી નજરો નજર જોવાથી તેના સબધીઓ ખડણીની બાકી તુરત ભરીદે એવો રેઝાખાનનો તેમા અતર્ગત હેતુ હતો

વૈકુઠના કપાઉન્ડના દરવાજે જતા દિવાનજીએ પોતે રઘુરામ અને કુલ્યાણસીંહની ઓલખાણ આપવાથી પહેરેગીરે તેમને અદર જવા દીધા

દરવાજેથી અદર દાખલ થવા સાથે જ વૈકુઠની દુરગધથી કુલ્યાણસીંહનુ માથુ ભ્રમવા લાગ્યું ! પરતુ દસબાર કમનસીબ જમીનદાર તેવા એ ગદા ખાડામા કેડ સુધીના પાણીમા ઉભા રાખેલા તેના જોવામા આવ્યા તે ખાડા કૃમી–જતુઓ તે બિચારા જમીનદારોના કોમળ નગ્ન શરીર પોતાના તીક્ષ્ણ દશોથી લોહી લુહાણ કરતા હતા. તો પણ હાથમા હાથકડી હોવાને લીધે તે દશોનુ નિવારણ કરવાને તેઓ અશક્ત હતા ! તેમ તેમની આસપાસ ફરતા સિપાઇઓ ઉગાડા ભાલાની અણીઓ તાકીને ઉભા હતા જેથી તેમનાથી જરા પણ હલાતુ ચલાતુ ન હતુ

આ અમાનુષિ દૃશ્ય જોઇ કુલ્યાણુસીંહની છાતી હાથ ન રહી ! તે એકદમ નીચે બેસી ગયો તેનાથી એ જોવાતું ન હતું તેથી તેણે પોતાના હાથે આખો બધ કરી લીધી. એટલામા એક સવાર બહારથી દોડતો આવ્યો અને હુકમનુ પાકીટ વૈકુઠના અધિપતીના હાથમા તેણે આપ્યું વૈકુઠાધિપતિએ અદરનો હુકમ વાચીને ગોષ્ટવિહારના રાજા ગોપીકૃષ્ણુરાયને બહાર લાવવા સિપાઇને હુકમ કર્યો ગોપીકૃષ્ણુરાયનુ નામ સાભળતા વાર કુલ્યાણુસીંહે આખો ઉઘાડી અધીર દૃષ્ટિથી જોયું ત્યા બે સિપાઇઓએ ગોપીકૃષ્ણુરાયને બહાર કાઢીને બીજા કપડા પહેરવા આપ્યાં અને સિપાઇઓના પહેરા નીચે તે આવેલ સવાર સાથે તેમને ત્યાથી બહાર રવાના કરવામા આવ્યા

કુલ્યાણુસીંહે ઉભા થઇ અશ્રુપૂર્ણ નજરે દિવાનજીના ખિન્ન ચહેરા તરફ જોતા કપિત સ્વરે પુછયુ– "તેમને કેણી તરફ લઇ જાય છે ? તેમને આથી પણ વધારે કષ્ટ આપવાને તો રેઝાખાને નહિ ધાર્યું હોયને ?"

"ના ના તેમને કેદખાના તરફ પાછા મોકલ્યા તે ઉપરથી તમારા વકીલે રેઝાખાનને મળીને કાંઇક નજરાણાની ગોઠવણ કરી હોય એમ જણાય છે હવે થોડાક દિવસ તો તેમના પર ગુજરતા અત્યાચારો અટકશે"

"તેમ હોય તો પછી કૃષ્ણનગરના મહારાજાના કષ્ટો ઓછા કરાવવાની ગોઠવણ તમે શા માટે નથી કરતા ?"

"અમે ઘણા પ્રયાસ કરી જોયા પણ અમારી પાસે ખડણીની બાકી વધારે છે તેમ રેઝાખાને ખડણીની રકમ પણ વધારે માગી તેટલી રકમ પુરી કરવા જેટલુ અમારી પાસે ભરણુ એ આવ્યુ નથી તેથી લાચાર ! તમારા મહારાજાનો અહીંથી છુટકારો થયો છે, એટલે તમારે બગલે જવુ હોય તો તમે જાઓ હવે અહીં શુ કરવા ઉભા રહો છો ?"

કલ્યાણસીંહ કાઇ બોલ્યો નહિ વૈકુઠમા થતા જમીનદારો ઉપરના રાક્ષસી અત્યાચારોથી અને તેમના આર્તનાદ સાભળીને તેનુ હૃદય કપી ઉઠયુ હતુ ! તે નીચુ જોઇને અશ્રુ ટપકાવતો હતો

આવી રીતે ઘણો વખત જવા પછી કેટલાકને તે કષ્ટ સહન થઇ નહી શકવાથી તેઓ મુર્છિત થઇને એ ગદા પાણીના હબકામા પડયા ! ત્યારે બાકીના બધ કરૂણાજનક સ્વરે બૂમો પાડવા લાગ્યા.

વૈકુઠાધિપતિએ ઇશારો કરવાથી સિપાઇઓએ તે બધા જમીમદારોને બહાર કાઢીને તેની આગળ હારબધ ઉભા કર્યા ત્યારે વૈકુઠાધિપતીએ હસતા હસતા દાઢી હલાવીને કહ્યુ–"પાપી કાફરો ! સરકારની ખડણી આપ્યા વિના તમારી જાગીરો ચેનબાજીથી ભોગવવાને તમારા અપવિત્ર શાસ્ત્રોનુ તમને ફરમાન છે કેમ ? નિમકહરામો ! આટલી આટલી દશા કરવામા આવે છે, તો પણ સરકારની ખડણી આપી દેવા તમારો વિચાર થતો નથી કેમ ? પણ શયતાનના સાથીઓ ! યાદ રાખજો તમે જો સીધી રીતે ખડણીની રકમ નહિ ભરી આપો તો તમારા આ પાપી દેહ શીયાળ અને કુતરાઓથી ફાડી ખવરાવવામા આવશે તમારી જાગીરો ખાલસા કરવામા આવશે તમારી બૈરી છોકરીઓ મા બહેનો એમની બજારમા જાહેર હરરાજી કરીને ખડણીની રકમ વસુલ કરવામા આવશે."

તે પછી કૃષ્ણનગરના દિવાન, રાજકુમાર અને બીજા જાગીરદારના સબધીઓ જે ત્યા એકઠા થયા હતા, તેમના તરફ જોઇને વૈકુઠાધિપતિ બોલ્યો–"કેમરે ! ઓ કુતરાઓ ! તમારા માલેકની આવી કમબખ્તી થતી જોવા છતા પત્થરના પુતળાઓ માફક જોતા શું ઉભા છો ? તમને શરમ નથી આવતી ? ખડણીની રકમ ભરવાની ગોઠવણ કરી તમારા અન્નદાતાઓને છોડાવવાની ખટપટ કરો "

વૈકુઠાધિપતિનુ કહેવુ સાંભળી સઘળાઓ નીચું જોઇ ઉભા

રહ્યા કોઇને પણ કાઇએ બોલવાની હિંમત થઇ નહિ એટલે કલ્યાણસીંહ આગળ થઇને વૈકુઠાધિપતીને સલામ કરીને અશ્રુપૂર્ણ નજરે બોલ્યો " હજુર ! આપે આપની સામે કમભાગ્ય જમીનદારોની જે હાર ઉભી કરી છે, તે આ બંગદેશમાંના સન્માન્ય જમીનદાર જાગીરદાર એવા મોટા કુળના માણુસ હોઇને જાતે બ્રાહ્મણ, ક્ષત્રીય વૈશ્ય એવી ઉચ્ચ વર્ગના છે તે આપના ધ્યાનમા છે કે ? આવા મોટા પુરૂષો ઉપર જે આપ પશુ તુલ્ય અત્યાચાર ગુજારો છો, જે કોઇ શુદ્ર પશુઓ પણ સહન નહિ કરી શકે ! જનાવર હશે તે પણ આવી દશામા અત્યાચાર કરનારની કા તો જાન લેશે, અગર તો પોતાના પ્રાણ ખોશે ! પણ આ બિચારા કમનસીબ જમીનદાર તેમ કરવાને પણ શક્તિમાન નથી ! એ બધા નામધારી જાગીરદારો બન્યા છે ! તેમને સ્વાભિમાનની કલ્પનાએ નથી શુ આપ એમ માનો છો કે આપના જૂતીથા માથે ધારણ કરીને નાચવામાજ તે પોતાની કર્તવ્યતા માને છે ? ભવોભવે આપના બારણા પાસે કુતરાની માફક પડયા રહીને આપના પગની રજ ચાટવા મળે એજ તેમની મહત્વાકાક્ષા છે ? ખાનસાહેબ ! શુ આ જાગીરદારો લોભને વશ થઇને–જાણી જોઇને સરકારી રકમ માથે રાખીને આવા રાક્ષસી અત્યાચારો સહન કરે છે એમ આપનુ માનવુ છે ? ના પ્રજા કેટલી હેરાન છે ? કેટલી બધી ત્રાસ પામી છે ? ચોરો અને લુટારાઓની ધાડોથી પ્રજાની કેવી દયાજનક દશા થઇ છે ? તેમને અનાજ કે ચીંથરાના કવા સાસા થઇ પડયા છે ? એનો આપને ખ્યાલ છે શુ ? આટલુ છતા બિચારા જમીનદારો સરકારની ધાસ્તીને લીધે પોતાની રાકડી રૈયતના કષ્ટો તરફ આખ આડી કરીને, બની શકે તેટલી રકમ વસુલ કરીને સરકારની તીજોરીમા ભરણુ કરતાજ રહે છે ! તોપણ ખડણીની થોડી ઘણી બાકી રહે તેને માટે તેમની આવી દુર્દશા કરવામા આવે છે ! "

જરાવાર સ્તબ્ધ થઇ સઘળા જનસમાજ તરફ જોઇ કલ્યાણસીંહે આગળ ચલાવ્યુ –" સાહેબ ! આ સઘળી વાતનો વિચાર

કરીને જો ખડણીની બાકી રફતે રફતે વસુલ કરવામા આવે તો તે સહજ ભરાઇ જશે જમીનદારોને કષ્ટ પણ નહિ થાય અને ગરીબ બિચારી પ્રજા પણ નભશે ! નહિ તો આ બગદેશમાનુ ધન-માન-પ્રાણ એ સઘળુ નષ્ટ થશે ! બંગાલી લોકો બિચારા અત્યારે બુદ્ધિશૂન્ય બન્યા છે ! આ જાગીરદારો જે અત્યાર સુધી તરવારો બાધે છે તે રૈયતના રક્ષણ માટે નહિ કિન્તુ તેમના લોહીના શોષણ માટે છે ! પોતાને તેઓ મરદ માને છે, પણ એ મરદાઇ-એ પૌરૂષત્વ બતાવવા માટે નહિ-ગજાવવા માટે નહિ-કિન્તુ બૈરીઓને મોહ પમાડીને ગુલામોની સખ્યામાં ઉમેરો કરવા માટે છે ! ખરૂ સામર્થ્ય, ખરૂ પૌરૂષત્વ આજકાલ આપ યવનોમા છે-વિજાતીય વિદેશીયમાં છે ! અમો ભારતવર્ષના બગાલીઓ આપના હાથમાના રમકડા છીએ આપ નચાવો તેમ નાચવુ, બોલાવો તેજ બોલવુ અને રમાડો તેમ રમવુ ! અમો સઘળા આપના ગુલામ છીએ પણ નામવર ! માલેકના-ધણીના શરીર જેવાજ તાબેદારના-સેવકના શરીરો પણ લોહી અને માંસનાજ હોય છે, એ આપે વિસરવુ નહિ જોઇએ આપની ખડણીની બાકી પાઇએ પાઇ લ્યો-બલકે બમણી લ્યો પણ ધીરે ધીરે લ્યો અમો ગરીબ તાબેદાર ખરા, પણ તે જો અમારા દેહમાં પ્રાણ રહેવા દેશો તો ! નહિ તો શુ ? આપની બાકી વસુલ કેવી રીતે થશે ? માટે આ વાતનો બરાબર વિચાર કરો ”

કલ્યાણસીંહનુ આ જુસ્સાદાર સુદ્દાસરનુ બોલવુ સાભળીને ત્યા એકઠા થએલા સઘળા માણુસો છક્ક થઇ ગયા ! મુસલમાન વૈકુઠાધ્યક્ષને પણ કૌતક જણાયુ તે પોતાની લાબી દાઢી પર હાથ ફેરવતા થોડુ હસીને બોલ્યો-“ શાબાશ યુવાનવીર ! તારૂ કહેવુ અક્ષરે અક્ષર ખરૂ છે. પણ અમે શુ કરીએ ? અમે પણ સરકારના તો નોકર જ ને ? તેમના હુકમનો અમલ કરવો એટલુજ અમારા હાથમા. તારૂ કહેવુ અમને સઘળુ ખરૂ જણાય તો પણ તેનો

ઉપાય શુ ? આ જમીનદારોને હવે નેતરની સોટી વડે ફટકા મારવાનો હુકમ છે, તે અમારે બજાવવોજ જોઇએ ”

“ નહિ નહિ સાહેબ ! આવુ રાક્ષસી અધમ કૃત્ય નહિ કરતા ! આ બિચારાઓ એક તો મરણતોલ થઇ રહ્યા છે, તેમનામા ફટકા ખમવાની તાકદ રહી નથી ! જો આવી રીતે શયતાન સરખા અત્યાચારો આરભશો તો તે જરૂર મરણ શરણ થશે ! ”

“ તેનો ઉપાય નથી ખડણી પુરી વસુલ થતા સુધી દરરોજ ફટકા મારવાનો હુકમ છે તે અમારે બરાબર અમલમા આણવોજ જોઇએ. ”

કલ્યાણસીંહ અશ્રુપૂર્ણ નજરે આકાશ તરફ જોતા બોલ્યો– “ હાય ! હાય ! આ હતભાગી બગજમીનદારોનો આ ત્રિલોકમા કોઇજ ત્રાતા નથી શુ ? કોઇના પુત્રો, કોઇના સબધીઓ, કોઇના કામદારો અહીં ભેળા થયા છે તેમાના એકાદમા પણ કાઇજ ચૈતન્ય નથી ? અરર ! આ યવન કામદારો અમને કુતરા કહે છે ! કુતરા માફક તણુખલાને તોલ રાખે છે ! પણ હાય ! અમે તો કુતરાથીએ નીચ બન્યા છીએ ! કુતરો પોતાના ધણીથી કોઇ દિવસ બેવફા બનતો નથી જ પોતાના માલેક ઉપર સકટ આવ્યુ હોય, તો તે પોતાના પ્રાણુની પણ દરકાર કર્યા વિના તેનો અટકાવ કરે છે પણ અમે–અમારા દેખીતા પૂજ્ય પિતા, સુહૃદ, જનમના અન્નદાતા, રાક્ષસી અત્યાચારોથી મરણને શરણ થતા એ પથ્થરની માફક મૂઢ–ચૈતન્યહીન બનીને જોતા ઉભા રહીએ છીએ ! ધિ કાર ! ધિ કાર છે અમો બગચૂવાનોને ! ”

કલ્યાણસીંહનુ આ જુસ્સાદાર ભાષણ સાભળીને જમીનદારોની આખમાં ઝળઝળીયા આવી ગયા ! ત્યા એકઠા થએલા તેમના સબધીઓએ વૈકુઠાધ્યક્ષને સલામો ભરીને ઘણી વિનતિ કરી અને ખડણીની બાકી વેલાસર ભરી દેવાનુ વચન આપી થોડી મુદત માગી તેમની આજીજીથી, અને કલ્યાણસીંહના લાગણી ભર્યા શબ્દોથી એ મુસલમાન કામદાર ઉપર અસર થયા વિના

રહી નહોતી–તેનુ પાષાણુ હૃદય પણુ પિગળ્યુ હતુ તેથી પખવાડીયાની મુદત આપી જાગીરદારે કેદીઓને જેલ તરફ લઇ જવા સિપાઇઓને હુકમ આપ્યો

ભાગ્યહીન જમીનદારોએ કેદખાના તરફ પાછા જતી વખત એકવાર કલ્યાણુસીંહના તરફ સ્નેહથી જોયુ તેમના અતરમાથી "ઓ દયાળુ પ્રભુ ! સઘળા બગાળી યૂવાનોના અત કરણુમા જો આવો જુસ્સો હત, તો અમારા ઉપર આવો જુલમ કદીપણુ ન ગુજરત !" એવા શબ્દો નીકળતા હોય એમ તેમના ચહેરા ઉપરથી જણુાતુ હતુ

કેદીઓ અને મુસલમાન કામદારના જવા પછી બીજા બધા પોતપોતાના મકાન તરફ ચાલતા થયા ગોષ્ટવિહારના રાજમહેલ પાસે આવતા કૃષ્ણુનગરના દિવાને કલ્યાણુસીંહનો હાથ પકડીને હળવેથી કહ્યુ–"વહાલા યૂવાનવીર ! આજ રાત્રે અમારા બગલે જરૂર આવજે એક મહત્વની બાબત ઉપર તારી સાથે મારે કેટલીક વાતચીત કરવી છે "

દિવાનજીની સુચના કબુલ કરીને કલ્યાણુસીંહ પોતાના રાજ પ્રાસાદમા ગયો અને દિવાનજીએ યુવરાજ રઘુરામ સાથે કૃષ્ણુનગરના રાજમહેલ તરફ ચાલવા માડ્યુ



## પરિચ્છેદ પાંચમો.

### નેફિસા બેગમ

પહેલા બહુ બતાવે જે આખરે ના જરી હોયે,
પ્રભાતે લાંબી છાયા જે બપોરે પગ તળે જાયે,
મિત્રતા મૂર્ખ ખળની એ સજ્જનની પ્રીત ન્યારી છે,
પ્રથમ થોડી પછી પુરી ક્રમે વધતી જનારી એ,
દિવ્ય એ પ્રેમના પથે ન જાતી ભેદ જરિ નડતો,
હૃદય જ્યાં એક થાતાં ત્યાં સ્વાર્થ નજરે નહિ પડતો

સંધ્યાના સમયના સોનેરી કિરણો મહમદ રેઝાખાનના અંત:પુરસ્થિત ઉદ્યાનમાંહેના વૃક્ષલતાના મસ્તક ઉપરના લીલાછમ પલ્લવોની આલિંગન પૂર્વક રજા લેતા હતા પલ્લવાશ્રિત કોમલ કળિઓ ધીમા પવનને લીધે ડોલતી ડોલતી વિકાસતી હતી ન્હાના ન્હાના પક્ષિઓના મધુરા કલરવથી ઉદ્યાનમાના વૃક્ષો બોલતા જણાતા હતા આવી રમ્ય વેળાએ પુષ્પવાટિકામાના માધવીકુંજના નજીકમાં એકસંગે મરમરના શુભ્ર ઓટલા ઉપર મશરૂના ગાદલામા યૌવનપૂર્ણ-લાવણ્યલતિકા નેફિસાબેગમ આડે પડખે થએલી આરામ લેતી હતી તેના ચહેરા ઉપર ઉંડી ચિંતા જણાતી હતી !

નેફિસાબેગમ એ બંગાલ, બહાર અને ઓરીસા પ્રાંતના પરાક્રમી નવાબ મુરશીદકુલીખાનની પ્રીય પૌત્રી હતી, અને નવાબ સાહેબના મુખત્યાર મહમદ રેઝાખાનની હુરમ હતી રેઝાખાનને નેફિસાબેગમ સાથેના સંબંધને લીધેજ નવાબની દિવાનગીરી મળી હતી જેથી તે નેફિસાબેગમ ઉપર બાહ્યાગે પોતે બહુ પ્રેમ પ્રદર્શિત કરતો પરંતુ તેનું અંતરંગ જુદુ હતું કેમકે તેનું અંત:કરણ તો તેની પ્રિય પ્રણયિતા ફ્તિમા બેગમે આ પહેલા ક્યારનું એ હરણ કરી લીધું હતું ! આ વાત નેફિસાના જાણુવા બહાર નહોતી અને તેથી તે સદા ખિન્ન અને નાખુશ રહેતી

નેફિસાબેગમ આ વખતે પિરોજી રંગની એક રેશમી ઓઢણી ધારણ કરીને સુગંધિદાર પુષ્પ શૈય્યા ઉપર વિશ્રાંતિ લેતી હતી યૂવાન સુંદર અને શોભીતાં કપડાં પહેરેલી બે દાસીઓ તેની પગચંપી કરતી હતી પતિપ્રેમ વંચિતા બિચારી નેફિસા વચમાં વચમાંથી ઉદાસીનતા દર્શક નિશ્વાસ મુકતી હતી. એટલામાં માલણ એકદમ ત્યાં આવી. અને સુગંધી બે હાર હાથમાં આપતાં ધીરેથી તે બોલી-"બેગમ સાહેબ ! આપના ફરમાન પ્રમાણે આ પુષ્પહાર બનાવી લાવી છું માટે તેનો સ્વીકાર કરશોજી"

નેફિસાએ અંગચાલન કરીને ફૂલવાળીએ આપેલ પુષ્પહાર પોતાના જમણા હાથમાં લીધા અને હાર તરફ જોતાં તે ઝીણા સ્વરે બોલી-"અહાહા ! આ પુષ્પહાર સરખું જો પુરૂષોનું હૃદય કોમલ- પ્રેમપૂર્ણ હોત તો શું મજા પડત ?"

ફૂલવાળીએ હાથ જોડીને ધીરેથી કહ્યું-"સરકાર ! દાસીનો અપરાધ ક્ષમા કરશો પણ આપના ખાવિંદ નામદાર મહમદ રેઝાખાન ઘણા સુંદર છે એવી તો સર્વત્ર પ્રસિદ્ધી છે !"

નેફિસા ખિન્ન થતાં બોલી-' ઓ ગાંડી ! આ પુષ્પોની મોહકતા એકલી તેના સૌંદર્યની નથી પણ તે સૌંદર્ય સાથેની તેમાંની કોમલતાનેલીધે વધી છે અંતઃકરણમાં એ પ્રેમ-પ્રીતીની કોમલતા નહિ હોય તો નર્યા બહારના સુંદરપણાની કિંમત શી ?"

ફૂલવાળી ચંપા જરા હસીને બોલી-"મોટા મોટા રાજકારણોમાં રંગાઈ રહેલા-દંગ બનેલા માનવીના અંતઃકરણમાં પ્રેમ સરખા કોમલ મનોવિકારને માટે ખાલી જગા જ રહેતી નહિ હોય !"

"ના, ના, જો તેમ હોય તો કૃતિમા ઉપર તેમનો પ્રેમ આટલો શી રીતે ટકત ? મોહકતા બહારના સ્વરૂપમાં હોતી નથી. જે સ્વરૂપના અવલોકન પછી બીજું કશું જ જોવાની ઇચ્છા ન થાય તેજ ખરૂં મનોહર રૂપ ! એવા મનોજ્ઞદર્શનથી જે આનંદ થાય છે, તે લુખા માત્ર બહારના રૂપથી કોઇપણ દિવસ થઇ શકે નહિ !"

"માફ રાખો બાનુ ! શુ આવા મનોહર રૂપનુ દર્શન આજસુધી આપને કોઈવાર થયુ નથી ?"

"ના નહિજ ચપા ! તને ખરા પ્રેમની પિછાન નથી એટલે તું આવા વિચિત્ર સવાલો કર્યા કરે છે !"

"સરકાર ! હું એક ભીખારણ હિન્દુ બૈરી છુ ખરી, તોપણ મનુષ્ય જાત તો છુ પ્રેમ એ વિકાર કોઈ એકલી અમુક જાતિ અગર તો શ્રીમતાઈ એ ઉપર અવલબીને હોતો નથી એ વિકાર સઘળી જાતિઓ અને સઘળી સ્થિતિના માણુસોમા સરખોજ હોય છે"

નેફિસા ચકિત થતા બોલી–"શુ તમે કાફર લોકો પ્રેમને જાણો છો ? પ્રેમ કરવા સરખા સુદર અને કોમલ અત કરણના માણુસો તમારી જાતીમા હોય છે ખરા ? હું તો એમ માનુ છુ કે પ્રેમ એ શુ ? તેની હિન્દુ બૈરીઓને કલ્પના પણ નહિ હોય !"

"ના ના બેગમ સાહેબ ! આર્ય મહિલાઓના પ્રેમ સરખો સાત્વિક પ્રેમ જગતમાં કોઇ ઠેકાણે પણ જોવામાં આવશે નહિ. આમ છતા આવી ખોટી માન્યતા આપની શી રીતે બધાઈ ?"

"મે એમ સાભળ્યુ છે કે હિન્દુ છોકરીઓને તેમના માબાપો જેમની સાથે પરણાવી દે, પછી તે ગમે તેવો હોય તોપણુ તેની સાથે તે બિચારીને આખો ભવ કાઢવાનો હોય છે !"

"હા પણુ ત્યારે આપની પણુ સ્થિતિ તેવીજ કે નહિ ?"

"ના બિલકુલ નહિ મારી ઇચ્છા થાય તો અત્યારે ને અત્યારે મારા ખાવિદથી હું છુટા છેડા મેળવી શકુ. અને મારી મરજીમા આવે તે આદમી સાથે નિકા કરી શકુ."

"ત્યારે તેથીજ મુસલમાન રમણીઓ એકનિષ્ટ પ્રેમ શુ તે જાણુતી નથી અને તેવો પ્રેમ રાખી પણુ શકતી નથી ! આખો ભવ એકનિષ્ટાથી એક ધ્યાન કરતા બેઠા વિના અત કરણુ એક થાય એ શકયજ નથી."

"એ તમો હિન્દુ બૈરીઓની સરાસર ભૂલ છે જેમા આપણને પોતાને સુખ કે સતોષ નહિ તે પ્રેમ શાનો ? પ્રેમ એ આપણા પોતાના સતોષને માટે છે"

"પરંતુ બેગમ સાહેબ ! અમો આર્ય સ્ત્રિઓની એવી દૃઢ સમજ છે કે પ્રેમના ઝરણામા સ્વાર્થપર એવા સઘળા મનોવિકાર સાફ ધોવાઇ–તણાઇ જાય છે"

"હિન્દુ બૈરીઓ તદ્દન ઘેલી છે ! ધણી મુવો એટલે તેના મુરદા સાથે પોતાને જીવતા બાળી લે છે શુ એનુ નામ પ્રેમ ? જીવ ખોયા પછી પ્રેમ શુ અને સુખ શુ ?"

"માફ રાખો આર્ય સ્ત્રિઓની પોતાના પતિના અતઃકરણ સાથે એવી એકતા થએલી હોય છે કે તેના વિયોગથી તે જીવી શકતી જ નથી. તેને જીવવાની આશા પણ થતી નથી ! આર્ય સ્ત્રિને જેટલા ઉચ્ચ પ્રેમની આકાંક્ષા હોય છે, તેટલો પ્રેમ તે પોતાની એકનિષ્ટ પતિ સેવાથી આખર સપાદન કર્યા વિના તે રહેતી જ નથી."

"ગાંડી રે ગાંડી ! યૌવન કાઇ સમયની રાહ જોતું બેસતુ નથી આ ક્ષણિક જુવાની એકવાર ખલાસ થઇ, તો પછી એ પ્રેમ મેળવીને તેનો શુ ઉપયોગ ?"

"પ્રેમનો ઉપયોગ કેવળ વિષય સુખનો ઉપભોગ કરવો એટલોજ છે, એવી અમો આર્ય સ્ત્રિઓની માન્યતા જ હોતી નથી."

"એમ ? તો તો મનનુ સમાધાન થવા સરખા સુદર અને મોહક પુરૂષોજ તમારી કાફર જાતિમા પાકતા નહિ હોય !"

"બેગમ સાહેબ ! ક્રોધ નહિ કરશો પણ મુસલમાન પુરૂષોની સુદરતા, જેમના પગલાની ધૂળ બરાબર પણ નથી હોતી એવા મોહક સુદર જુવાન પુરૂષો અમો આર્યોમા કેટલાએ છે શુ એવા આપે કોઇ જોયા નથી કે ?"

"શુ ખરેજ ? " નેફિસાએ ઉત્સુકતાથી પુછયુ–" તો પછી એવા કોઈ સુદર યુવાન કુમારનો ભેટો મને કરાવીશ કે ? "

ચપા ફૂલવાળી બીહતા બીહતા બોલી–" ના ના બેગમ સાહેબ ! એવા સકટમા મને ગરીબ દાસીને નહિ ફસાવો "

"તેમા સકટ શાનુ ? તને ભીતી શાની લાગે છે ? "

" સરકાર ! આપના ખાવિંદ રેઝાખાન કેવા બહાદુર અને કડક છે ? તેમના ક્રોધનો કોણ ભોગ થઇ પડે ? "

" એ કડક કાળ છે ખરા તેમને ખુનરેજીનો શોખ છે એ વાત પણ ખરી. પરતુ મને એ બહુજ નઠારી જણાય છે તેથી મારી આગળ તેમની ક્રૂરતા–રાક્ષસપણુ કાઇ ચાલવાનુ નહિ તો ! મારા ઉપર તેમનો પ્રેમ નથી એની ખબર મને ન પડવા દેવા તે બહુ સાવધાન રહે છે ! કેમકે મારા મોટા બાપુજીની મહેરબાનીથી તેમને આટલો બધો વૈભવ મળ્યો છે અને હુ ધારૂ તો એક પલવારમા તેમને ધૂળ ભેળા કરી શકુ એવી તેમને ખાત્રી છે અને તેથીજ તેઓ મારાથી બહુ ડરે છે માટે તારે બીહવાનુ કાઇ પણ કારણુ નથી સમજીને ? તો હવે કહે મને ક્યારે ભેટાડીશ ? "

" ખરેજ કહો છો કે બેગમ સાહેબ ! " ફૂલવાળીએ વધારે ચોક્કસ કરવાને કહ્યુ—" એક દેખાવડો મનોહર યુવાન હમણાજ મારા જોવામા આવ્યો છે તે જો આપના જોવામા આવશે, તો આર્ય કુમારો કેવા મોહક અને સુદર હોય છે તેની આપને ખાત્રી થશે હુ આટલી આધેડ ઊમરે પોચી છુ તો પણ એ યુવાનના દર્શનથી ઘડીભર ઘેલીજ બની ગઇ ! મારૂ ચીત ચચળ બની ગયું ! "

"શુ તું આ ખરૂ કહે છે ? ત્યારે એ તરૂણના રૂપનુ વર્ણન કહે જોઉ કે તે કેવુ છે ? " બેગમે સુસ્વરૂપની લુબ્ધતામા ઘસડાઈ ઉતાવળથી પુછ્યું

"શુ કહુ નામદાર ? એ યૂવાન–તરૂણ રાજકુમારની ઉંમર બહુ તો અઢાર વર્ષની હશે. હજી મોઢા ઉપર મુછનો દોરો ફૂટયો નથી તેથી તેનો ચહેરો બહુજ રમણીય દેખાય છે તેનો ચપા જેવો શરીરનો રગ, વિશાળ અને ભવ્ય લલાટ, પાણીદાર કમળ સરખા નેત્રો, બુદ્ધીની સાક્ષી આપનારી ઉચી અને સરળ નાકની દાડી, શુભ્ર દતપક્તિ, મૌક્તિક સરખા હોઠ, સારગી જેવો મધુરો સ્વર, અને ચદ્રકોર સરખુ મધુરૂ હાસ્ય ! શુ કહું ? તેનુ પુરેપુરૂ અને ખરૂ વર્ણન મારાથી થઈ શકે જ નહિ ! આટલુ છતા અતકરણ કેવુ કોમલ ? સ્વભાવ કેટલો બધો ઉદાર ? અને બોલવુ કેવુ જુસ્સાદાર ? હુ તો એક ઘડીવારમા ગાડી–ઘેલીજ બની ગઇ !"

"અહાહા ! ચંપા ! ત્યારે તો ગમે તેમ કરી એકવાર મને તેમનો ભેટો કરાવ તેમની આ સુદરતાના વખાણથી મારી તેમને મળવાની ઉત્કઠા હદ મુકી ગઇ છે ! લે આ તને તેનુ ઇનામ અને મારૂ જો દિલ ખુશ થશે તો વધારે પણ આપીશ."

નેફિસાબેગમે પોતાના કઠમાનો રત્નહાર કાઢીને ચપા માલણના ઉપર ફેંકયો. તે હાર ઉપાડીને નમ્રતાથી બોલી–"પણ બેગમ સાહેબ ! એ વાત મારા સ્વાધીનની નથી. હુ આપનો સંદેશો તેમને કહીશ. તેમનુ દિલ આપના તરફ ખેચાય એમ હુ પ્રયાસ કરીશ પણ એટલુ એ કરતા છતા તે ન આવે, તો હું શુ કરી શકુ ? તેથી કહુ છુ કે મુજ ગરીબ ઉપર ખફા થશો નહિ."

"એમ ન બને એ સભવતુંજ નથી તારી હુશિયારીને માટે મને ખાત્રી છે તું જો તારા અતરથી ચીત દઇને પ્રયાસ કરીશ તો તેમનુ મન તું તારી મરજી પ્રમાણે જરૂર ફેરવી શકીશ તો પણ મારા કમનસીબે તેમની મારા ઉપર કદાચ કૃપા ન થાય, તો હુ પોતેજ તેમના દર્શન કરવા જવાની તારા પર જરાપણ ગુસ્સો આણીશ નહિ. તું બિલકુલ ડરતી નહિ"

"પણ બેગમ સાહેબ ! તેઓ કદાચ આ તરફ આવવા તૈયાર થાય તો અહી જનાનખાનામા તે શી રીતે દાખલ થઇ શકે ? પરાયા અને તેમા વળી હિન્દુ યુવાનને પહેરાવાળા અદર કેમ આવવા દેશે ?"

નેફિસા બેગમે જરાવાર વિચાર કરીને દાસી તરફ જોતા કહ્યુ "જા મારા મહેલમાથી પરવાનો લઇ આવ જોઉં"

એક દાસી તુરત મહેલે ગઇ અને થોડીવારમાજ પરવાનો લઇ પાછી આવી તે ફૂલવાળી ચપાના હાથમા આપતા નેફિસા બેગમે કહ્યુ—"આ પરવાનો તેમને આપજે એટલે તેમને કોઇ પણ કયાઇએ આવતા પ્રતિબધ કરશે નહિ"

"આ પરવાનો કોનો છે બેગમ સાહેબ ?"

"તે ? મારા મોટા બાપુજીનો—નવાબ મુરશિદ કુલીખાનનો તેનો પ્રભાવ એવો છે કે એ પરવાનો બતાવનારનો હુકમ, નહાના મોટા, અમીર ઉમરાવ વગેરે સઘળાઓએ તુરત અને બિન હરકતે બરાબર પાળવોજ જોઇએ"

"એમ હોય તો તેનાથી આપના મહેલમા વગર હરકતે પ્રવેશ થઇ શકશે ખરો. પણ એક હિન્દુ તરૂણ આપના મહેલમા આવ્યો હતો એ હકીકતની ચોળાચોળ તો નહિ થાયને ?"

"મૂર્ખી છે ! તે માટે ફિકર કરવાનુ કાઇ કારણ નથી મહેલમા આવતી વખતે તેમના શરીર ઉપર પગ સુધીનો લાબો જનાની બુરખો પહેરાવવો એટલે થયુ પછી એ ખબર બહાર કયાથી ચોળાય ?"

"વાહવા ! બેગમ સાહેબ ! ખરેજ આપની હુશિયારી અને બુદ્ધિચાતુર્યની તો હદજ થઇ ! ઠીક ત્યારે હવે હુ રજા લઉં ?" ચપાએ જરા ખુશામતના શબ્દો વાપરી કહ્યુ

"ભલે જા પણ મારૂ એ કામ ભૂલતી નહિ હો. હુ

આવતી કાલે સાજે તારી રાહ જોઇશ મારી ઉત્કઠાની નિરાશા ન કરતી સમજી ? ”

“ આ દાસી આપના ફરમાનમા જરાપણ કસુર કરશે નહિ ” આટલુ બોલી ચ પા સલામ ભરીને ચાલતી થઇ

નેફિસા બેગમે પાસેની દાસીઓને પુછયું–“ છોકરીઓ ! તમે શુ શુ સાભળ્યુ ? તમારૂ ધ્યાન હતું કે ? ”

ખુશામતખોર દાસીઓએ કહ્યુ–“ ના, ના, –સરકાર ! અમે એક અક્ષર પણ સાભળ્યો નથી. અને અમારા ધ્યાનમા પણ કાંઇ નથી અમે અમારા કાન, આખો, મોઢુ વીગેરે બધી ઇંદ્રિયો બલકે આખુ શરીરજ આપના ચરણોમા અર્પણ કરેલ છે ! તેના પર અમારો અધિકાર જ કયા છે ?”

“ શાબાશ જો તમે આવી રીતે હુશિયારીથી અને ડહાપણથી વરતશો, તો તમારૂ હુ ભલુ કરીશ સમજ્યા ને ? ”

એટલામા મહેલમાથી એક દાસી ત્યા આવી ખાણાની તૈયારી થયાનુ તેણે હળવેથી કહ્યુ એટલે દાસીઓ સાથે નેફિસા બેગમ મહેલમાં ચાલી ગઇ



## પરિચ્છેદ છઠ્ઠો

### કલ્યાણસીંહ અને રઘુરામ

જગતમાં જન્મ ધારીને નહિ હિત કોઇનું લીધુ,
દુખીયા દેશ બધુનું નહિ દુખ ધ્યાનમા લીધુ,

છતાએ અંગમા શક્તિ નહિ ઉપયોગ દેશીને,
ખરે ધિક્કાર જે રહેતો સ્વાર્થમાં સ્વસ્થ બેસીને,

જીવે પોતાને સારૂ જે જીવન તેનું અકારૂ છે,
જીવે જે જગતને માટે જીવન તેનુજ સારૂ છે

કૃષ્ણનગરના રાજમહેલમા કલ્યાણસીંહનુ જવુ આવવુ રોજનુ થવાથી સઘળા સાથે તેનો સારો પરિચય થયો હતો અને તેમા પણ વૃદ્ધ દિવાનજીના મનમા કલ્યાણસીંહ માટે સારી લાગણી બધાઇ હતી.

કૃષ્ણનગરના રાજા રામજીવનરાય, રેઝાખાનની કેદમા રાક્ષસી અત્યાચાર ભોગવતા હતા જે સઘળાએ જોયું હતુ. પણ ખડણીની બાકી ઘણી વધારે હતી તેથી સઘળી ભરપાઇ કરવી એ અશકય હતુ એમ તેમને જણાતું હતુ રેઝાખાનને કાઇક નજરાનો આપવાનો વિચાર કરતા તેણે અતિશય મોટી રકમની માગણી કરી વળી તે પણ ખડણીની બાકીમાથી અમુક રકમ ભર્યા વિના નકરો નજરાનો તે કોઇ દિવસ લેતો નહિ આવી રીતે અડચણ આવવાથી દિવાનજી અને યુવરાજ રઘુરામ બન્ને વિચારશૂન્ય બન્યા હતા !

સધ્યાકાળે તે બન્ને રાજપ્રાસાદમાના એક નહાના દિવાનખાનામા બેઠા હતા તે બન્ને એક બીજા સાથે વિના બોલે મનમા ને મનમા વિચાર કરતા હતા અને વચમા વચમાથી દીર્ઘ નિશ્વાસ મુકતા હતા ! એટલામા કલ્યાણસીંહ આવ્યાની વરધી મળી, દિવાનજીએ તેને અદર મોકલવાનુ કહ્યુ

કલ્યાણસીંહ દિવાનખાનામા આવ્યો એટલે દિવાનજીએ તેનું સ્વાગત કરી સામેની ગાદી ઉપર બેસવા કહ્યુ-કલ્યાણસીંહ ત્યા બેઠા પછી બન્નેના તરફ જોતા ખિન્ન સ્વરે બોલ્યો-" કા દિવાન સાહેબ! આપ બન્ને બહુ દિલગીર દેખાઓ છો, તો મહારાજા તરફની કાંઇ વિશેષ ખાતમી મળી છે કે શુ ?"

રઘુરામે કાંઇક ત્રાસી નજરે કલ્યાણસીંહ તરફ જોતા કહ્યુ-" કલ્યાણસીંહ! શુ તમને એમ લાગે છે કે નજરો નજર જોએલી દશા અંતઃકરણને બાળી નાખનારી નથી! તો પછી વળી બીજી વિશેષ બાતમીની શુ જરૂર?"

" યુવરાજ! મારા કહેવાની મતલબ તેવી નથી. પણ અમારા સરખા તરૂણ પુરૂષોએ એ દુઃખી દશા માટે બૈરીઓની માફક ખુણે બેસીને રડયા કરવુ, એનુજ મને આશ્ચર્ય લાગે છે!" કલ્યાણસિંહે ટકોરમા કહ્યુ.

" ત્યારે અત્યારે તે સિવાય બીજો રસ્તો પણ શુ છે?"

" યુવરાજ! આપણા આર્યધર્મ પ્રમાણે માતાપિતા એ આલોકના પરમ પૂજ્ય દેવ છે એમ છતા તે દેવના-તે ઇશ્વરના પ્રાણાન્તિક કષ્ટ નજરે જોઇને કર્તવ્યનો નિર્ણય અંતઃકરણમા ન થાય, તો દુર્દૈવ નહિ તો બીજુ શુ ?"

" કર્તવ્યના નિશ્ચય માટે તો આ વિચાર ચલાવીએ છીએ. અસભ્ય અને જંગલી માણસોની માફક ક્રોધ પરવશ બનીને ઉતાવળા થઇ કોઇ એવા જોખમમાં ઝંપલાવું એ સુશીક્ષિતોનુ કામ નથી."

" ત્યારે શું ઘુંટણ વચ્ચે માથુ રાખીને રડતા બેસવું એ સભ્યતાનું અને સુધરેલપણાનુ ચિન્હ છે!"

"બોલવું બહુ સહેલ છે પરંતુ પ્રચંડ મૂગલ ફોજ સામે ટકી રહેવુ એ કેટલું શક્ય અને વિવેકબુદ્ધીથી ઉચીત છે એ ઠરાવવું તે બહુ મુશ્કેલ છે."

"યુવરાજ ! બધી બાબતોનો નીતિશાસ્ત્રના ધર્મને કાંટે અદલ તોલ કરીને ચાલાતુ નથી ! જે આ રાક્ષસી અત્યાચારો ચલાવાય છે તેજ કયા નીતિના કે વિવેકબુદ્ધીના છે ? સહનશીલતાને એ કાંઇ હદ હોય છે ! રેઝાખાનના અત્યાચારો હવે એ સહનશીલતાની હદ ઓળગી ગયા છે ! હવે તેનો પ્રતિરોધ કરવાને કમર બાધ્યા વિના ચાલશે નહિ અત્યાચારોના પ્રમાણમાજ તેનો પ્રતિકાર પણ તેટલો જ વધારે બલવત્તર જોઇએ "

" પણ બાદશાહી મહાન સત્તા સામે હથીયાર ઉપાડવુ' એટલે પતગીયાએ જગલમા લાગેલ દાવાનલમા ઝપલાવા સરખુ છે ! આવા અવિચારથી આત્મઘાત વિના બીજો શુ ફાયદો થવાનો હતો ? "

" હાયહાય ! ત્યારે આવી દશામાં બચીને પણ શુ કરવુ હતું ? જેના પરમ પૂજ્ય પિતા ઘોર અત્યાચારોથી ત્રાહિત્રાહિ પોકાર કરી રહ્યા છે યવનોના હાથના ફટકા ખાઇને જેમના શરીરો લોહીલુહાણુ-જર્જરિત થયા છે, શીક્ષા સહન નહિ થઇ શકવાથી જેઓ વારવાર મુર્છિત થઇ પડે છે, એવા રાક્ષસી અત્યાચારો સહન કરવા કરતા-તે નજરે જોતા રહેવા કરતા હે પ્રભુ ! હે દયાધન ! અમને મરણુ આપ એવી પ્રભુની પ્રાર્થના કરે છે ! તેમનો કરૂણાજનક હાહાકાર અને તેમના નેત્રમાથી અવિરત વહેતી દુખાશ્રુધારા આપણે મુગા બની સાભળતા અને જોતા રહિએ તેના કરતા મરવુ શું ખોટુ ? "

" અમારા પ્રાણુના બલીદાનથી તેમના કષ્ટો શુ ઓછા થશે ? કે ઉલટો તેમના દુખમા પુત્રશોકનો ઉમેરો માત્ર થશે ? "

" શુ પુત્રશોક ? પિતાની થતી ઉપેક્ષા પ્રત્યક્ષ નજરો નજર જોવા છતા જેમને ચીડ ચડતી નથી, પિતાની દુર્દશા જે ઉઘાડી આખે પત્થરના પુતળાની માફક સ્વસ્થ ઉભા રહીને જોઇ શકે છે, અને પિતા કેદમા રહી ન સહન થઇ શકે તેવા કષ્ટ અને માનહાનિ

ભોગવતા છતા જે પોતાના મહેલમા સ્વસ્થ પડયો રહે છે એવા કોડી મૂલના છોકરાના મૃત્યુ માટે કયો બાપ શોક કરશે ? અરે ! એવા કછોરૂને પુત્રજ કોણુ કહેશે ? ”

“ પણુ પુત્રના પ્રાણુ ત્યાગથી પિતાને થોડોએ લાભ થતો હોય, તો તેમ કરવુ કાઇક ઠીક પણુ ઉપયોગ વિના શુ ? ”

ઉપયોગ ? ઉપયોગ ચોક્કસ થવાનો. આ અત્યાચાર અટકાવવા માટે તમે–અમે–આપણે શક્ય તેટલી ફોજ એકઠી કરીને ઉભા થઇએ, તો બીજા કેટલાએ સમદુખી બધુઓ આપણુને આવી મળશે. છતા જો કદાચ આપણુને યશ ન મળ્યો–વિજય પ્રાપ્ત ન થયો, તો પણુ અત્યાચારી યવન લોકો કાઇક ડર ખાશે. અને ફરી આવા રાક્ષસી અત્યાચાર આદરતા તે થોડો ઘણો પણુ આચકો ખાશે–વિચાર કરશે ”

“ પણુ એટલા નહિ સરખા લાભ માટે અમારે તો પ્રાણુ હાનિ ભોગવવીને ? જાણી જોઇને પ્રાણુ ગુમાવવા એ શૌર્ય નથી પણુ તદન અવિચાર–બિલકુલ મૂર્ખપણુ છે ! ”

કલ્યાણસીંહે રઘુરામ તરફ તીવ્ર દૃષ્ટિથી જોતાં ખિન્ન સ્વરે કહ્યુ–“ યુવરાજ ! તમારા જેવુ જો મારામા સામર્થ્ય હત, તમારા સસ્થાન સરખુ જો અમારૂ સસ્થાન મોટુ હત, તો એક ક્ષુદ્ર સસ્થાનિકના હાથથી જેટલુ પરાક્રમ બતાવવુ શક્ય છે તેટલુ હું બતાવી આપત ”

“ પણુ મુગલ બાદશાહ અમારા સમ્રાટ–ચક્રવર્તિ રાજા છે એટલે વિષ્ણુનો અવતાર ! તેની સાથે વિરોધ કરવો એ રાજદ્રોહ નહિ તો શુ ? ”

“ તમો કહો છો તેવુ શાસ્ત્ર છે ખરૂ, પણુ તેજ શાસ્ત્રમા રાજાઓના જે કર્તવ્યો કહ્યા છે તે બરાબર પાળતો હોય તેજ રાજા ! સમસ્ત પ્રજાને સમાન દૃષ્ટિથી અને ન્યાયથી પાળવી, તેના ઉપર બચ્ચાની માફક પ્રેમ રાખવો, તેમના કલ્યાણુ માટે હમેશાં

પ્રયત્ન કરવા, અત્યાચારોથી તેમના જાન માનનુ રક્ષણ કરવુ. આદિ કર્તવ્યો જે બરાબર બજાવતો નથી, એટલુજ નહિ પણ તેનાથી તદ્દન ઉલટું વર્તન કરે છે તે રાજા નહિ. પણ ચોર–ધાડપાડુ લુટારો છે. તે દેવ નહિ પણ સેતાન છે! તેની સાથે વિરોધ કરવામાં જરાપણ પાપ નથી તેમની સામે થવુ એ અવશ્યનુ છે "

"હ હ. કલ્યાણસીંહ! આવુ કાઈને કાઈ બડબડવુ રહેવા દે બાદશાહી મુલકમા, અને તેમાંએ વળી નવાબ સાહેબની રાજધાનીમાં જો તું આવી રીતે અવિચારથી બડબડાટ કરીશ, તો તારે જીવતા રહેવાની આશાજ છોડી દેવી "

"તો આવી રીતે લાઞ્છન ભર્યું જીવન પણ શા કામનુ છે?"

રઘુરામ ખીજવાઈને બોલ્યો–"તો પછી ભાગીરથીના પ્રવાહમા જઈને ડુબી મર. એટલે પૂન્ય તો લાગશે!"

"ખરૂ છે આપના જેવાને છેવટે એ રસ્તોજ અખત્યાર કરવો પડશે!"

"મરણની મને જરાપણ ભીતી નથી આપણી માતૃભૂમીનો ઉદ્ધાર શી રીતે થશે? બગાલના જાગીરદારોનો માનમરતબો શી રીતે ટકી શકશે? તેમના પર થતા અત્યાચારો શી રીતે બધ પડશે? એજ વિચારો મારા મગજમા હમેશા રમ્યા કરે છે જેમણે શૌર્ય, ધૈર્ય, પરાક્રમ ગજાવવો જોઈએ તે પથ્થરના પુતળા માફક જડ બનીને થતા રાક્ષસી અત્યારો અને અસહ્ય કષ્ટો મુગે મોઢે સહન કરે છે? તેને શુ કહેવું? અને રસ્તો પણ શુ?" કલ્યાણસીંહે કહ્યુ.

"રસ્તો એકજ કેટલાક મુખ્ય જમીનદારોએ દિલ્હી જવુ અને બાદશાહની હજુરમાં આ અત્યાચારની હકીકત જણાવીને પ્રતિકાર માટે પ્રાર્થના કરવી "

"છટ્ બિલકુલ ગલત રસ્તો. દિલ્હીની બાદશાહી તીજોરીમા હાલમા કેટલાક વર્ષો થયા બગાલા દેશની ખડણીની રકમ બિલકુલ

પહોચી ન હતી તે આ મુરશીદ કુલીખાનના કારોબારમા દર વરસે પુરી ભરપાઇ થાય છે આવે વખતે બાદશાહ જમીનદારોની દાદ સાભળીને નવાબના વસુલાતના રસ્તા બધ કરે, અને પોતાને થતી નુકસાની ખમી લે એવુ તમને જણાય છે શુ ? આ યવન લોકો પરદેશથી અહીં આવેલા છે તે ધર્મ–રાજ ચલાવવા નહિ પણ ચેનબાજીથી વિષય ભોગો ભોગવવા આવ્યા છે તેથી તે પોતાની આશાએશમા અડચણ આવે એવુ કોઇ દિવસ કરશે ખરા કે ? "

" ત્યારે શુ ? નવાબ સાહેબની સામે બડ કરવાથી આ અત્યાચારો અટકશે ? "

" બગવીરોના અગમા હજુ પુરૂષત્વ છે એવી સાબીતી થએથી અત્યાચારોનો થોડો પણ અટકાવ થશે જ થશે. "

" નહિ નહિ કલ્યાણસીંહ ! આ અવિચાર બિલકુલ મુકીદે નહિ તો તારી ફાસીને લાકડે લટકવાની દુષ્ટ બાતમીઅમારા કાને તુરતમાજ આવી પહોચશે ! "

"બહુ સારૂ મારી વાત જવાદ્યો પણ આપે આપના પૂજ્ય પ્રિય પિતાશ્રીના ઉદ્ધાર માટે શુ ઉપાય લેવાનો નિશ્ચય કર્યો ? "

" રેઝાખાનની દયા માગવી "

"યુવરાજ ! રેઝાખાન કેવો દ્રવ્ય લોભી માણસ છે ? તે આપના જાણવા બહાર નથી બગવાસી જમીનદારોના ઘરમા જે કાઇ સપત્તિ હતી, તે બધી રેઝાખાનની તીજોરીમા પહોચી ગઇ છે બગવાસીનો સઘળો એશઆરામ રેઝાખાનના હાથમા છે ત્યારે હવે તેને તમો શુ આપીને–શુ ભેટ નજરાનો ધરીને તેની દયા માગવાના ? "

" તે નહિ તો પછી મુરશિદ કુલીખાન નવાબ સાહેબની દયા માગવી પડશે બીજુ શુ ? "

" ઓહ ! બિલકુલ છોકરવાદી ! શુ આ અત્યાચાર અને થતો હાહાકાર નવાબના જાણવા બહાર છે એમ આપનુ ધારવુ છે ?

નવાબની આજ્ઞા—નહિ તો અનુમતિ, હોવા શિવાય આવા ભીષણ પ્રકાર ચલાવવાને રેઝાખાન કોઈ દિવસ હિંમત ધરે જ નહિ!"

"તો પણ એક વખત પ્રયાસ તો કરી જોવો"

"શું આજ દિવસ સુધી એવો પ્રયાસ કોઇએ કર્યોજ નહિ હોય?"

અત્યાર સુધી વૃદ્ધ દિવાનજી બન્ને યુવાન રાજપુત્રોનું બોલવુ મુગે મોઢે સાભળતા હતા તે હવે એક બીજાના વધારે પ્રતિકુલ મત થતા જોઇને બોલ્યા—"હા પ્રયાસ કર્યો છે ચાર પાંચ મહિના ઉપર સઘળા જમીનદારોએ એકઠા થઇને આ અત્યાચારોની હકિકત લખીને તેનો અટકાવ કરવાને નવાબ સાહેબને એક અરજી મોકલી હતી તે ઉપર નવાબ સાહેબે એવો જવાબ આપ્યો કે અત્યાચાર માટે પોતે દિલગીરી જાહેર કરે છે પરંતુ વસુલાતનુ જોખમ રેઝાખાન ઉપર હોવાથી તેના કામકાજમા હાથ નાખવાની પોતાની ઇચ્છા નથી જમીનદારો ખંડણીની બાકી ચુકતી કરશે એટલે તેમના ઉપર અત્યાચાર થશે નહિ."

"આવી નમાલી અરજીઓના એવાજ જવાબો મળવાના અને દિલ્લીનો બાદશાહ પણ એજ જવાબ આપવાનો અસ્તુ દિવાનસાબ! અને યુવરાજ! બંગવાસી જમીનદારોને રાક્ષસી ત્રાસ થતો જોવાથી મારા અંતઃકરણમા જે અસહ્ય વેદનાઓ થાય છે, તેને લઇ મારા મોંઢામાથી કઠોર શબ્દો નીકળ્યા હશે તે માટે આપની માફી માગુ છુ!"

યુવરાજ રઘુરામ કાંઇ બોલ્યો નહિ. દિવાનજીએ કહ્યુ—"કલ્યાણસીંહ! તારા શબ્દો વધારે પડતા સ્પષ્ટ છે ખરા. પણ તેથી ક્રોધ કરવા જેવા તે તદન ખોટા નથી અમો હાલમા પત્થર જેવા જડ—મૂઢ બન્યા છીએ! તેથી આ અત્યાચારો મૂગે મોઢે સહન કર્યા વિના ઉપાય નથી!"

"ના ના. સાહેબ! આપની સમજ ભૂલ ભરેલી છે. બંગ

ભૂમીના બધા યુવાનો આ રઘુરામ જેવા હોય એમ હું ધારતો નથી. બ ગમાતાના અસ ખ્ય પુત્રોમાથી કોઇક તો વીરપુત્રો નીકળશેજ અને તે પોતાના પૂજ્ય વહિલોનો ઉદ્ધાર કરવાને પ્રયત્નો કરશે ચાલો હવે હું રજા લઉ છુ " એમ કહેતાં કુલ્યાણસીંહ એકદમ ઉભો થયો

કુલ્યાણસીંહના મર્મભેદક શબ્દોથી રઘુરામ બહુજ ચીડાયો. અને તે પણ ઉભો થઇને પોતાના મ્યાનમાથી તરવાર ખેચવા લાગ્યો એટલામા વૃદ્ધ દિવાળુએ તેનો હાથ પકડી ધીરેથી કહ્યુ– " હ. હ યુવરાજ ! માફ કરો કુલ્યાણસીંહ હજુ ઉછરતો યુવાન છે તેના શબ્દો ઉપર ધ્યાન નહિ આપો. "

કુલ્યાણસીંહ રઘુરામ તરફ જોતો ત્યાથી ચાલતો થયો.



## પરિચ્છેદ સાતમો

### બેગમ સાથે એકાંત

> પ્રીતીનું જોર છે જબરૂ ન રોકયો વેગ રહે તેનો,
> અજબ આકર્ષણે ખેચે લાગતો ધ્યાસ ચિત જેનો,
> ઝુપડુ મહેલ નેં માળા ગણેના રંક કે રાજા,
> તજી પકવાન પણ મુકે વડિલ કે મિત્રની માજા,
> કઠિણ એ કામના બાણે અવીચારી હણાયે છે,
> વિવેકી જોડમા મળતાં ઉભય સુગુણી ગણાયે છે

કલ્યાણસીંહ કૃષ્ણનગરના રાજમહેલમાથી નીકળ્યો ત્યારે એક કલાક રાત્રી થઇ હતી અધારી રાત્રી છતા રસ્તા ઉપરના ફાનસોના પ્રકાશથી અધકારનુ સામ્રાજ્ય ત્યા ન હતુ રાત્રીના ઠડા અને ધીમા વાયૂથી તેનુ બળતુ હૃદય કાઇક શાન્ત થયુ હતુ તે મનમાને મનમા વિચાર કરતો પોતાના મહેલ તરફ આવ્યો ત્યા આગળની દેવડીમાજ રમાનાથ ઠાકોર ઉભો હતો તેણે કહ્યુ–"સરકાર ! આપને હમેશા ફૂલો લાવી આપનારી ફૂલવાળી કયારનીએ આપની રાહ જોતી દિવાનખાનામા બેઠી છે "

કલ્યાણસીંહ ત્યાથી સીધો દિવાનખાના તરફ ગયો. ફૂલવાળી ચપાએ ઉઠીને કુરનિશ કરી કલ્યાણસીંહ પોતે એક ગાદી ઉપર બેઠો અને ફૂલવાળીને બેસવાને ઈશારત કરી તે હસતા હસતા બોલ્યો–" કા આજે ઘણા વખતથી મારી રાહ જોવાય છે ? "

ચપાએ પણ હસતા હસતા કહ્યુ–"સરકાર ! આપના માટે બહુ પ્રયાસ વડે એક મોહનમાળા તૈયાર કરી છે તેને અદ્યાપિ સુધી ચદ્ર કે સૂર્યનો સ્પર્શ થયો નથી જો આપ સ્વીકાર કરશો તો તે અહો ભાગ્ય સમજશે "

ચપાનુ સ્મિત હાસ્ય અને ભ્રૂકુટિભગ આદિ અગ વિક્ષેપ જોઇ તેના શબ્દોમા કાઇ પણ ગૂઢ અર્થ હોવો જોઇએ એમ

કલ્યાણસીંહના તુરત સમજવામા આવ્યુ પણ તેનો ઉદ્દેશ શુ? એ નહિ સમજવાથી તે બોલ્યો–"તુ શુ કહે છે તે મને બરાબર સમજાયુ નથી માટે સ્પષ્ટ કહે જોઉ શુ છે?"

"સરકાર! આપના સૌદર્ય સરખુ સૌદર્ય અને મોહકરૂપ આ જગતમા જડવુ અશક્ય છે"

"હશે કદાચ" કલ્યાણસીંહે કહ્યુ—'પણ મારા સૌદર્યની આ મુસલમાની રાજધાનીમા કોને ચાહના હોય?"

"જેને અદ્યાપિ સૂર્યના કિરણોનો પણ સ્પર્શ થયો નથી, એવી એક લાવણ્યલતિકા તરૂણી આપના દિદાર માટે અત્યત ઉત્સુક બની છે!"

"ખરેજ કે શુ? કોણ તે?"

"નેફિસા બેગમ"

"શુ" કલ્યાણસીંહે ચકિત થતા પુછ્યું–"નેફિસા બેગમ? નવાબ મુરશિદ કુલીખાનની પૌત્રી? મહમદ રેઝાખાનની બેગમ?"

"હા જી તે પોતેજ આપનુ તકદીર બુલદ તેથીજ આ અચાનક જોગ મળી આવ્યો છે"

"અરે! પણ મારી અને તેની કોઇ દિવસ નજરે નજર પણ એક થઇ નથી, છતા તે મારાપર આસક્ત શી રીતે બને?"

"અ તેમા અશક્ય શુ? નળરાજાના કેવળ વર્ણનથીજ દમયતિ મોહિત નહોતી થઇ કે? ગોપાળકૃષ્ણચદ્રના મુરલીનાદ માત્રથીજ ગોપીઓ શુ તલ્લીન બની નહોતી કે?"

કલ્યાણસીંહ સ્મિતપૂર્વક બોલ્યો–"પણ મારૂ નામ નેફિસા બેગમને કાને શી રીતે ગયું?"

"તે માફ કરો સરકાર ! આ ગરીબ ફૂલવાળી ચંપાના મોઢેથી આપના રૂપ ગુણુના વખાણુ બેગમ સાહેબે સાભળ્યા અને તેથી તેમની આપના પ્રત્યેની ઉત્કઠા વધી "

"ત્યારે હવે તેમનો શુ હુકમ છે ?"

"હવે તેમની ધીરજ રહેતી નથી માટે તેમને આપના દર્શન આપીને કૃતાર્થ કરશો."

"ક્યારે અને ક્યા "

"હમણુાજ. તેમના જનાનખાનામા પધારો "

"જનાનખાનામા ! મારા સરખા પરાયા પરધર્મી પુરૂષનો પ્રવેશ શી રીતે થઇ શકે ?"

"બેગમ સાહેબે આ પરવાનો આપ્યો છે અને તેનાથી આપને ગમે ત્યા ગમે ત્યારે વગર હરકતે જઈ શકાશે "

કલ્યાણુસીંહને મુસલમાની ભાષા અવગત હતી તેથી ચપાના હાથમાથી પરવાનો લઇ તેણે વાચી જોયો જેની પાસે આ પરવાનો હોય તેનો હુકમ એક નહાના નોકરથી મોટા કામદાર સુધી સઘળાએ વગર હરકતે તુરત પાળવો જોઇએ, એવો નવાબની સહી' શિક્કા સાથે ચોખ્ખો હુકમ હોવાનુ જાણી કલ્યાણુસીંહના મનમા એકદમ ઘણુા વિચારો ખડા થયા તે ગાદી ઉપરથી તુરત ઉઠયો અને સ્વગત વિચાર કરતો દિવાનખાનામા ફરવા લાગ્યો ફૂલવાળી તેના તરફ ઉત્કઠા પૂર્ણ નજરે જોતી હતી ઘણીવાર સુધી વિચાર કર્યા પછી કલ્યાણુસીંહ એક નિશ્ચય ઊપર આવ્યો તે ફરી ગાદી ઊપર આવી બેસતા બોલ્યો—"આ પરવાનાથી જનાનખાનામા મારાથી જઇ શકાશે, પણુ હુ ત્યા ગયા પછી કાઇ હોહા થાય, અને રેઝાખાનના જાણુવામા આવી જાય તો પછી ?"

"તેની આપ ફિકર નહિ કરો બેગમ સાહેબ એ બધી બાબતોનો બદોબસ્ત કરવાને હિંમતવાન છે. વળી તેમના જનાન

ખાનામાનો આ બુરખો ઓઢીને અંદર જવાનુ છે એટલે ઓળખાઇ જવાની જરાપણ ધાસ્તી નથી ”

“ વાહવા ! બધી તૈયારી છે ને શુ ? પણ ચંપા ! આ બધી વાતનો વિચાર કરવાને મારે આજના દિવસની મહેતલ જોઇએ ”

“ ના ના સરકાર ! આજ જો મારી સાથે આપ નહિ પધારો તો આ ગરીબડી ચંપાનો પ્રાણુ રહેશે નહિ ” ચંપાએ સ્રી ચરિત્રનુ ભાન કરાવ્યુ

“ શુ પોતાનો પ્રાણુ બચાવવા મારો જીવ જોખમમા નાખવો એનો તને કાંઇજ વિચાર થતો નથી ને ? ”

“ કુમાર સાહેબ ! હું પ્રભુના સોગન લઇ કહું છુ કે આપનો વાળ પણુ વાંકો થશે નહિ ”

“ ઠીક ત્યારે તારી સાથે આવવાને હુ તૈયાર છુ પણ મારો બધો આધાર તારા ઉપર છે એ ભૂલતી નહિ હા ”

“ નામદાર ! આપની પ્રણુયદેવી આપને સઘળો આધાર આપવા સમર્થ છે હુ ગરીબ દાસી તો માત્ર એક કારણુરૂપ છું ! ”

કલ્યાણુસીંહ પરવાનો ખીસામા મુકીને ચંપા સાથે મહેલમાથી બહાર નીકળ્યો રસ્તા ઉપરના એક ઝાડ નીચે આવતાવાર ફૂલવાળી ચંપાએ પોતા પાસેનો જનાની બુરખો કલ્યાણુસીંહને ઓઢાડયો અને તે આગળ ચાલી એટલે કલ્યાણુસીંહ તેની પાછળ ચાલવા લાગ્યો

નવદસ વાગ્યાનો વખત થવાથી રસ્તા ઉપરના માણુસોની અવરજવર કમી થઇ હતી દરબારમાના નગારખાનાની નોબત વાગતી હમણુાજ બંધ થઇ હતી. આવા પ્રશાન્ત વખતે જનાનખાનામાના પોતાના ક્રીડા મંદીરમા કોમલ અને સુવાસિક પુષ્પ શૈય્યા ઉપર લાવણ્યલતિકા નવ યુવાન નેફિસા બેગમ ઉત્કંઠા પૂર્ણ અંત કરણુથી

વિચારમગ્ન બેઠી હતી રૂપવતી બે તરૂણીઓ બેગમની સેવામા હાજર હતી મહાલનુ દ્વાર હળવેથી ઉઘાડીને પગલાનો ધ્વનિ ન થવા દેતા બે વ્યક્તિઓ અંદર દાખલ થઇ તેને જોઇ નેફિસા બેગમ ઉઠીને બેઠી ફૂલવાળીને જોતાં તેની સાથેની બીજી વ્યકિત અન્ય કોઇ નહિ પણ પોતે બોલાવેલ હિન્દુ યુવાનજ હોવો જોઇએ એમ નેફિસાએ તુરત જાણ્યુ તે એકદમ ઉભી થઇ પાપપથ તરફ આ તેની પહેલીજ પ્રવૃત્તિ હોવાથી તેની છાતી ધડકતી હતી ! શરીર કંપતુ હતુ નસેનસમા વિજળીના આચકા લાગતા હતા. હોઠ સુકાવાથી એક શબ્દ મોઢામાથી બહાર પડતો ન હતો ! તે ચકિત અને વિસ્ફારિત નજરે ફૂલવાળી તરફ પછીથી તે અવગુંઠિત કુલ્યાણસીંહ તરફ અને પછી પોતાની દાસીઓ તરફ એમ વારાફરતી જોવા લાગી

ચંપા આગળ થઇને કુરનિશ બજાવતી બોલી–" બેગમ સાહેબ ! આ દાસી પોતાના કાર્યમા ફત્તેહ મેળવી આવી છે હવે બેગમ સાહેબે આપેલી મોતીની માળા જેમ આ દાસીએ સ્વીકારી, તેમ આ આપની દાસીએ આણેલ હીરા–હાર બેગમ સાહેબ સ્વીકારશે "

ફૂલવાળીએ કુલ્યાણસીંહના અંગ ઊપરનો બુરખો કાઢી લઇને તે દૂર જઇ ઉભી રહી

કુલ્યાણસીંહનુ અપૂર્વ સૌંદર્ય જોઇને નેફિસા બેગમ ચકિત થઇ ! આવુ મોહક અને કોમળ સુસ્વરૂપ આજ સુધી કોઇ દિવસ તેના જોયામા આવ્યુ ન હતુ કુલ્યાણસીંહનો મધુર હાસ્યયુક્ત ચહેરો જોતા નેફિસા બેગમ દંગ બની તેના અંતઃકરણમાની ભીતિ એકદમ નષ્ટ થઇ અને તે જગાપર પ્રેમ ઝરણો વહેતા થયા કુલ્યાણસીંહ તરફ એક સરખુ તે જોઇજ શકતી ન હતી, તેથી તેણે પોતાની સલજ દૃષ્ટી ભૂમી તરફ કરી

બેગમ રાજકુમારનુ કાઇજ સ્વાગત કરતી નથી એવુ જોઇને ચંપા હસીને બોલી–" બેગમ સાહેબ ! રાજકુમાર ઘણીવાર

ઉભા રહ્યા, આપની અનુમતિ વિના તેમનાથી બેસવાની જગા લેવાશે નહિ ”

નેફિસા બેગમે ચમકીને હાસ્ય યુક્ત ફૂલવાળી તરફ પાછુ વાળી જોયું સામેના કોચ ઉપર બેસવાને કુલ્યાણસીંહને આદરપૂર્વક હસ્તસકેત કર્યો, કુલ્યાણસીંહ કોચ ઉપર બેઠા પછી બેગમ પોતાના પલગ ઉપર બેઠી આ વખતે તે પ્રેમની પુતળીનો ચહેરો ખુશનુમા બન્યો હતો

ચપા બોલી–“ કુમાર સાહેબ ! હવે હુ ઘેર જઉ ? મને બહુ ભૂખ લાગી છે ”

“ નહિ તુ એકલી નહિ જતી થોડી વારે આપણે સાથેજ જઇશુ ”

નેફિસા એક દાસી તરફ જોઇને ધીરેથી બોલી– “ જા ચપાને સારૂ નાસ્તા પાણીની બરાબર સગવડ કર ”

દાસી ફૂલવાળી સાથે ત્યાથી ગયા પછી બીજી દાસીને નેફિસાએ બોલાવી અને ઇશારો કરતા તે પણ બીજી તરફ ચાલી ગઇ

એકાત મળવા સાથે કુલ્યાણસીંહ સ્મિત કરતા બોલ્યો–“ બેગમ સાહેબના અતકરણના દર્શનથી હુ કૃતાર્થ થયો મને શા માટે બોલાવ્યો છે ? બેગમ સાહેબનો હુકમ ઉઠાવવા તૈયાર છુ ”

નેફિસા બેગમ સ્નિગ્ધ નજરે લજ્જા પૂર્ણ રીતે કુલ્યાણસીંહ તરફ જોતા તે બોલી–‘ ફૂલવાળીના મોઢેથી આપના વખાણ સાભળવાથી આપના દર્શનની ઇચ્છા થઇ એ મારી વિનતીને માન આપી આપ અહી પધાર્યા એથી હુ આપની અત્યત આભારી છુ આપના મનોહર દર્શનથી મારા નેત્રોનુ સાર્થક થયુ ! ”

એટલામા એક દાસી ઉંચી સિરાજીના બે સુવર્ણ પ્યાલા ભરી લાવી એક કુલ્યાણસીંહ આગળ અને એક નેફિસા બેગમ આગળ મુકીને તે અદબથી દૂર ઉભી રહી

"કુમાર સાહેબ ! આ અસ્સલ સિરાજી છે તેનો સ્વીકાર કરશો ?"

"માફ રાખો બેગમ સાહેબ ! અમો બ્રાહ્મણોને અમારા ધર્મ શાસ્ત્રમા દારૂ પીવાનો નિષેધ બતાવ્યો છે અમે કોઇ જન્મે પણ મદ્યપાન કરેલુ નથી માટે આગ્રહ નહિ કરશો આપની ઇચ્છા હોય તો સુખેથી આપ તેનો ઉપયોગ કરો"

'જો આપ નહિ લ્યો તો હુ પણ લેવાની નથી આપને જે વસ્તુ પ્રીય નથી તેનો હુ પણ કોઇ દિવસ સ્વીકાર કરનાર નથી !"

"મારા ખાતર આપ આપના સુખનો શા માટે ત્યાગ કરો છો ?"

બેગમે પ્રેમ અને આગ્રહ દર્શાવવા કહ્યુ–"હવે જેમા આપને સુખ તેમા જ મને સુખ માટે"

નેફિસાએ નેત્રસકેત કરવા સાથે દાસી બન્ને સુવર્ણ પ્યાલા ઉપાડી ગઇ પછી નેફિસા કલ્યાણસીંહ તરફ પ્રેમ દૃષ્ટીથી જોતા બોલી–"આ મારૂ તનમન આપના સુખ અર્થે આપની સેવામા સમર્પણ કર્યું છે"

"શુ ખરેજ મારા ઉપર આપનો આટલો બધો પ્રેમ વધ્યો છે ? નવાબ સાહેબના કુલ મુખત્યાર શૂરા મહમદ રેઝાખાન આપના પતિ છતા તેમનો આપ શા માટે અનાદાર કરો છો ?"

"તેમના માટે મારા મનમા કોઇ દિવસ પણ પ્રેમ–આદર ઉત્પન્ન થયો નથી તેમનુ મન ફ્રુતિમા બેગમે ચોરી લીધુ છે, તેથી મને આપવાને તેમની પાસે પ્રેમનુ એક પણ બિદુ અવશેષ નથી ! તેમનુ દિલ ખુશ કરવાને મે ઘણા પ્રયાસો કરી જોયા, પણ તેમા હુ તદ્દન નાસીપાસ થઇ તેથી હવે મે એ રસ્તોજ છોડી દીધો છે મોટા બાપુજીની ભીતિથી અને હુકમ–અધિકારની લાલસાથી તે મારૂ અપમાન કરવાને કોઇ દિવસ હિંમત કરતા નથી પણ

પ્રેમનુ તરશ્યું અંતઃકરણ ખરા પ્રેમના ઝરણા સિવાય લુખ્ખા બાહ્ય ઉપચારોથી શી રીતે શાન્ત થઇ શકે ? ”

“ પણ ત્યારે મારા તરફથી એ આપની પ્રેમતૃષા પૂરી થશેજ એવુ માનવાને શુ પ્રમાણ છે ? કદાચ મારો પ્રેમ આપના ઉપર દૃઢ તોપણ આપના સરખા રૂપ અને યૌવનથી છલકાતા, નવાબનંદિની સત્તા અને સંપત્તિથી યુક્ત એવા બેગમ સાહેબનો પ્રેમ મારા ઉપર કાયમ ટકશે એમ શુ કહી શકાય ? ”

“ રાજકુમાર ! આપનુ મનોહર દયાળુ અને હાસ્યયુક્ત મુખડાનુ અવલોકન કરવા સાથેજ આપ મારો તિરસ્કાર કરશો નહિ એવી મારી ખાત્રી થઇ છે અને આપના ઉપરના મારા દૃઢ રહેનારા પ્રેમના માટે મારૂ હૃદય આપને ખાત્રી આપશે. શિવાય આપને મારા એક-નિષ્ટ પ્રેમની પરિક્ષા લેવી હોય તો ખુશીથી લેવી આપની મરજી હોય તો આ બધી સત્તા અને વૈભવ ઉપર લાત મારીને આપના ઉપરના મારા નિખાલસ પ્રેમના પાલન માટે આપની સાથે આપના દેશમા આવવા તૈયાર છુ ” નેફિસાએ હૃદય ખુલ્લુ કરી બતાવ્યુ

“ નહિ નહિ આવુ અમુલ્ય મોતી રાજદરબાર સિવાય અન્યત્ર બિલકુલ સંભવે નહિ આપને અહીંથી બહાર લઇ જવાથી આપનો અને મારો બન્નેનો તેજ ક્ષણે નાશ થશે ! ”

“ તો પછી આપેજ અહીં રહીને મારી સેવાનો સ્વીકાર કરતા રહેવુ આજે આપેલ પરવાનો આપની પાસેજ રાખશો અને આજની માફક બુરખો ઓઢીને આવતા જશો એટલે આપને જરાપણ ભીતી રાખવાને કારણુ રહેશે નહિ ”

‘ પણ અહીયા નવાબ સાહેબ કે આપના પતિ આવે તો ? ”

“ મોટા બાપુજી અહિં કોઇવાર આવતાજ નથી હુ પોતેજ કોઇ કોઇવાર તેમને મળવાને જઉ છુ તેમ મારા ખાવિંદ પહેલેથી ખબર આપ્યા વિના અગર તો મારી અનુમતિ મેળવ્યા

વિના કોઇ દિવસ મારા મહેલમા આવવાને પગલુ ભરતાજ નથી અર્થાત્ બન્નેને માટે આપને ફિકર રાખવાનુ કાઇ કારણ નથી ”

“ બહુ સારૂ ત્યારે હવે મારા મનની સઘળી શકા નિવૃત્ત થઇ ”

“ તો પછી હવે આવી રીતે દૂર કયા સુધી બેસશો ? ” આતુર થએલ નેફિસાએ પ્રેમ ભર્યા ચહેરે કહ્યુ

“ હજુ થોડા દિવસ ” કુલ્યાણસીંહે નહિ ડગમગતા કહ્યુ– “ મારે એક સૂતક છે તેમાથી મુકત થતા સુધી હુ આપને સ્પર્શ કરી શકીશ નહિ તે માટે હુ ખરેજ દિલગીર છુ પણ તેનો ઉપાય નથી ! ”

નેફિસાએ દીર્ઘ નિશ્વાસ મુકતા દીન ચહેરે કુલ્યાણસીંહ તરફ જોતા કહ્યુ–“ આપને જેમા આનદ પડતો નથી તે કરવાને હુ પણ કહેતી નથી પણ આપ એ સૂતકથી મુક્ત થાઓ ત્યાસુધી ફકત મીલનને માટે તો કાઇ હરકત નથીને ? આપનો વિયોગ મારાથી વધારે વખત સહન થઇ શકશે નહિ ! ”

“આપના મીલનને માટે તો હુ રોજ આવતો રહીશ કેમકે મને પણ આપના દર્શન વિના કયા ચેન પડે તેમ છે ? ”

કુલ્યાણસીંહના આશા ભર્યા પ્રેમાળ શબ્દોથી નેફિસા બેગમનુ અત કરણ આનદથી પ્રફુલિલ્ત થયુ. તે પછી કુલ્યાણસીંહે નેફિસા બેગમની રજા લઇ ફૂલવાળીને તેણે હાક મારી તેણે આવી પાછો કુલ્યાણસીંહને બુરખો ઓઢાડયો એટલે કુલ્યાણસીંહ ચપાની સાથે એ જનાનખાનામાથી નીકળીને છુપી રીતે પોતાના મહેલે ગયો



## પરિચ્છેદ આઠમો

### ગોવિંદરામ

ન સત્તા આગળે ચાલે શાણપણ લોક એ વાણી,
પરંતુ રાજસત્તાથી સંઘશક્તી અજબ જાણી,
નીતીના દોરને ધારી કરે જન કાર્ય સંભાળી,
સંપ ત્યાં જંપ ને દ્દઢતા ગ્તિી એ છે ફ્તેવાળી

વસુલ થએલ રકમ મુરશિદાબાદ મોકલવાની તજવીજ કર્યા પછી ગોષ્ટવિહારનો યુવરાજ ગોવિંદરામ બાકી રહેલી રકમની વસુલાત માટે તુરત નીકળ્યો પ્રથમ તે વિનોદપૂર ગયો

ગોષ્ટવિહારની જાગીરમા વિનોદપૂર મહાલ સારી પેદાશવાળો હોવાથી ત્યા ઘણી રકમ એકઠી થઇ શકશે એવી ગોવિંદરામની ખાત્રી હતી વિનોદપૂરમા મહાલ કચેરી હોઇને વસુલાતના કામ ઉપર એક નાયબ વહિવટદાર પણ રાખવામા આવતો હતો તેણે ગોવિંદરામનુ યોગ્ય સન્માન કર્યું એટલે નવાબની ભરવાની ખડણીની રકમ બાકી રહેવાથી પોતાના પિતાશ્રીની–રાજા ગોપી-કૃષ્ણરાયની કેવી હેરાનગતિ થવાની એ સવિસ્તર હકિકત ગોવિંદરામે તેને કહી અને વિશેષમા તુરત જેટલી રકમ વસુલ થઇ શકે તેટલી કરવાને સુચના પણ કરી અને વળતે દિવસે વિનોદપૂરની પ્રજાના મુખ્ય અગ્રેસરોને એકઠા કરી જાહેર વિનતિ કરવાનો નિશ્ચય કર્યો

વિનોદપૂરમા મદનમોહનજીનુ એક ઉત્તમ મંદિર હોઇને ભગવાન મદનમોહનજી ઊપર ત્યાના બધા લોકોની પૂર્ણ શ્રદ્ધા હતી ગોષ્ટવિહારના રાજખજાનામાથી ઇનામી રકમ પૂજા અર્ચા વાર્ષિકોત્સવ વિગેરે સારી મળતી હતી, અને અમુક જમીન પણ

મદીરને અપાએલી હતી તેમાથી દેવળના અગે સઘળુ ખર્ચ ઉત્તમ રીતે થતું હતું શિવાય પૈસાપાત્ર જનસમાજ તરફથી પણ એ દેવસ્થાનને સારી મદદ હતી નાયબ વહિવટદાર અને પાચ સન્માન્ય નાગરીકોની દેખરેખ નીચે સઘળી વ્યવસ્થા ચાલતી

વળતે દિવસે એ મદનમોહનજીના મદીરમા નાયબ વહિ-વટદારની સૂચના પ્રમાણે વિનોદપૂરના પ્રમુખ શહેરીઓ એકઠા થયા અને નિયમિત વખતે ગોવિદરામ પણ આવી દાખલ થયો બધા શહેરીઓએ તેનુ યોગ્ય સ્વાગત કર્યું પછી નાયબ વહિવટદારે મડળ ભેળુ કરવાનુ કારણ ટૂકમા જણાવ્યુ તે પછી ગોવિંદરામે, નવાબનો અતીશય કડક અમલ–રેઝાખાનના રાક્ષસી અત્યાચાર, બગવાસી જમીનદારોની દુખી દશા, તેમા પણ ગોષ્ટવિહારના વૃદ્ધ રાજા ઉપર ગુજરનારો ત્રાસ એનો હેવાલ દયાજનક શબ્દોમા કહીને છેવટે વિનતિ કરીકે–" આવા સકટ વખતે રાજનિષ્ટા, પ્રાણીમાત્ર ઊપરની દયા, સ્વદેશાભિમાન, વગેરે બાબતો લક્ષ્યમા લઇને બનતી મદદ અવશ્ય આપવી જોઈએ "

તે પછી નાયબ વહિવટદારે દરખાસ્ત કરીકે વિનોદપૂરના નાગરીકોએ આ વખતે આપણા પૂજ્ય એવા મહારાજાને કમીમા કમી એક લાખ રૂપીઆની મદદ આપવી જોઇએ

ગોષ્ટવિહારના વૃદ્ધ રાજાજીની દયાજનક દશા સાભળીને કેટલાક બુઢ્ઢા નાગરીકોના શરીરપર રોમાન્ચ ખડાં થયા ! અને તેમણે એ સુચના કબૂલ કરી પરતુ તેમા એક રામશરણ નામનો યૂવાન શ્રીમાન હતો તેને આ વૃદ્ધ મડળે બતાવેલી અનુમતિ ગમી નહિ પોતે ધનાઢ્ય સાહુકાર છતા પોતાને પુછ્યા વિના તેમણે હા કહેવાથી તેને બહુ રીસ ચડી તે એકદમ ઉભો થઇ બોલ્યો – " યુવરાજે કહેલી હકીકત અને નાયબ વહિવટદારની સુચના અમો સઘળાએ સાભળી છે પણ એ વાતનો પુરો વિચાર કર્યા વિના ઉતાવળથી એકદમ જવાબ આપી દેવો એ ઠીક નહિ

જેથી આજનો દિવસ વિચાર કરીને આવતી કાલે અમારો નિશ્ચય જણાવીશુ ”

રામશરણબાબૂની આ દરખાસ્તને બીજા પણ કેટલાક યૂવાન મડળે સમતિ આપવાથી બીજા દિવસ ઉપર નિશ્ચય બાકી રાખીને સભા વિસર્જન કરવામા આવી

ગોવિંદરામને રામશરણના આ વધારે પડતા ડહાપણ માટે ગુસ્સો ચડયો પરતુ આ વખતે સાહસ કરવુ એ મૂર્ખતા ભરેલુ જાણી તેણે મૌન્ય ધારણ કર્યું

એ દિવસે રાત્રે રામશરણના બગલામા તેના સ્નેહી અને બીજા કેટલાક યૂવાન શેઠીઆઓની સભા ભરાઇ તેમા ઉછૃખલ જુવાનીઆઓના મતથી યુવરાજને બીલકુલ રકમ એકઠી કરવા દેવી નહિ એવો નિશ્ચય કર્યો ! ખેડુતો અને અન્ય વેપારીઓની પોતેજ કળવટ ધીરધાર કરનારા હોવાથી કોઇને એક પાઇ પણ ધીરવી નહિ એવો તેમણે ઠરાવ કર્યો એટલુજ કરીને તે બેસી રહ્યો નહિ પણ ‘રાજપુત્ર ગોવિંદરામ બહુ દુષ્ટ છે, તેણે એક કુળવાન યુવતિની લાજ લેવા પ્રયત્ન કર્યો હતો, માટે તેને તેનો બદલો આપવોજ જોઇએ માટે તેને એક પાઇની પણ કોઇએ મદદ આપવી નહિ’ એવી ખોટી બાતમી ગુપ્ત રીતે સર્વત્ર ફેલાવી

ઠર્યા પ્રમાણે બીજે દિવસે નાયબ વહિવટદારને રામશરણ તરફથી કાઇ જવાબ મળ્યો નહિ તેમ કોઇએ વસુલાત પણ ભરી નહિ તે ઉપરથી કોઇએ પૈસાની આપણને મદદ ન આપવી એવો નગરવાસીઓએ ઠરાવ કર્યો હોય એમ યુવરાજ અને નાયબ વહિવટદારે અનુમાન કર્યું પણ એકદમ કડક અમલ નહિ કરવાનુ ધારી બીજે દિવસે નીચે પ્રમાણેનુ જાહેરનામુ પ્રસિદ્ધ કર્યું

“ પ્રજાવર્ગનો પૈસો રાજને મફત નથી જોઇતો. સમયનો વિચાર કરી રૈયતે આ વખતે રાજને કરજ ધીરવાનુ છે એ રકમ વ્યાજ સહીત પાછી પોચતી થશે આટલી સગવડ આપવા છતા

જો રકમ આપવામા નહિ આવે, તો ન્યાય કે અન્યાયનો વિચાર બાજૂ મુકી, ગમે તે રીતે વસુલાત કરવામા આવશે અને તે પ્રસગે કોઇના ઉપર કદાચિત અત્યાચાર થશે, તો તેનુ જોખમ રાજના ઊપર રહેશે નહિ ”

રામશરણુ અને તેના પક્ષના લોકોએ આ જાહેરનામાની પણ દરકાર કરી નહિ પણ કેટલાક લાયક માણસોએ પોતાની શકિત પ્રમાણે રકમો લાવી નાયબ વહિવટદારને ત્યા રજુ કરી એ રીતે એકદર પચીસ હજારની રકમ એકઠી કરી પણ તેટલાથી શુ થાય ? મુરશિદાબાદ એક લાખ રૂપીયા પોચતા કરવાની જરૂર હતી પોતાના પરમ પૂજ્ય પિતાશ્રી ઊપર થતા અત્યાચારનુ ભીષણરૂપ તેની નજર આગળ ખડુ થયુ ! જેથી તે ઉદાસ અને વિચારશૂન્ય બન્યો ક્રોધનો આવેશ વધ્યો અને તે જુસ્સામા તેણે વિનોદપૂર લુટવાનો હુકમ આપ્યો તેમા માત્ર જેમણે રકમો ભરી હતી તેમને જરાપણ ત્રાસ ન પહોચે તેમ કરવા પોતાના માણસોને તાકીદ આપી

હુકમ થતા વાર સરકારી કામગારો અને નોકરો આખા વિનોદપૂરમા પ્રસર્યા અને હો હા થઇ રહી ! રામશરણુ અને તેના તરફના મ ડળને, આવી કાઇક ધમાલ થશે એમ પ્રથમથીજ અનુમાન થયુ હતુ, તેથી તેમણે બની તેટલી પોતાની સ પત્તિ છુપાવી દીધી હતી – અને વિનોદપૂર પાસેજ યશોહર નામે નવાબનુ થાણુ હતુ ત્યાના થાણેદારને નજરાનો આપીને તેની ફોજ પોતાના રક્ષણ માટે બોલાવી હતી

મુસલમાન થાણેદારને એવા ખટપટીયા કામની હોશ હતીજ તેણે તુરત ફોજ રવાના કરી સીપાઇઓ સાજે આવીને વિનોદપૂર દાખલ થયા શહેરમા રાજસેવકોએ લૂટ ચલાવેલી જોઇને મુસલમાન અમલદારે શહેરમા એકદમ ધસીને તેમનાપર હલ્લો કર્યો જેથી લૂટનુ કામ બ ધ પડ્યુ હિન્દુ મુસલમાનની કાપાકાપી શરૂ થઇ અને લોહીપાત થવા માડયો !

મુસલમાની લશ્કર વધારે હોઇને લડાઇની તૈયારીથી આવેલ હતુ. તેથી રાજના નોકરો તેની સામે વધારે વખત ટકી શક્યા નહિ તે પાછા હઠતા હઠતા રાજદરબાર સુધી હઠ્યા મહેલ બહારનો ઘોઘાટ સાભળીને ગોવિંદરામ સ્વાર થઇ માણસો સાથે બહાર આવ્યો અને મુસલમાની લશ્કરને જોતાજ તે આશ્ચર્ય ચકિત થયો ! પરતુ તુરતજ તેનુ કારણ સમજી ગયો તેણે પોતાની ફોજને હિંમત ભર્યા શબ્દોથી ઉત્તેજીત કરી યવનો સામે થવા કહ્યુ અને પોતે પણ આગળ વધી પોતાની બહાદુરી અને શૂરત્વની હદ બતાવી ઘણા મુસલમાનોને હિન્દુવીરની વિજયી સમશેરનુ પાણી બતાવવા લાગ્યો પરતુ તેની ફોજ કમીને કમી થતી જવાથી તેનો કાઇ ઉપાય ચાલ્યો નહિ આવી રીતે અવિચારથી સાહસ કરવા કરતા એકવાર ફરી વધારે તૈયારી કરીને પછી મુસલમાનોની ખોડ જીરવવી સારી, એમ વિચારીને યુવરાજે વિનોદપૂરમાથી પોતાનો ઘોડો ફેરવીને ગોષ્ટ-વિહારનો રસ્તો લીધો

ગોવિંદરામ દેખાતો બધ થવા સાથે તેના સરદારો પણ હિંમત હારીને ચોતરફ નાસવા લાગ્યા એટલે વધારે પરિશ્રમ વિના યવન સેનાએ વિજય મેળવ્યો. તેણે રાજદરબાર લુટીને ગોવિંદરામનો એકઠો કરેલ પૈસો પોતાના કબજામા લીધો અને તે શિવાય રામ-શરણ વીગેરે શેઠીયાઓ તરફથી પણ તેમનુ કામ બજાવ્યા માટે મોટી રકમો ઇનામમા લીધી. અને યશોહર થાણાની વાટ તેમણે લીધી

આવી રીતે રામશરણની મુર્ખાઇથી વિનોદપૂરની પ્રજાનુ થવાનુ નુકસાન તે થયુજ પરતુ તેનો ઉપયોગ ગોષ્ટવિહારના રાજાને જરાપણ નહિ થતા મુસલમાન થાણેદારને માત્ર સપૂર્ણ ફાયદો થયો !

ગોષ્ટવિહારમા પહોચ્યા પછી ગોવિંદરામે સઘળી હકીકત ખાસ જાસુસ સાથે મુરશીદાબાદ લખી મોકલી ખડણીની બાકી રકમ પોચવાની નિરાશાથી કલ્યાણસીહનુ અતકરણ ખેદિત થયુ આગળ શુ કરવુ એનો વિચાર ગોવિંદરામ કરવા લાગ્યો બે દિવસ

સુધી દિવસરાત્રી તે એજ વિચારમા મગ્ન હતો પરતુ ત્રીજે દિવસે તેણે પોતાના મનનો એક નિશ્ચય કરીને તે પ્રમાણે કરવાની ગોવિંદરામે તૈયારી કરવા માડી

ગોષ્ટવિહારનો સેનાપતિ કાલિકાપ્રસાદ શૂરો, હિંમતવાન અને લડાઇમા નિપૂણ હતો ગોવિંદરામે તેને વિનોદપૂર અને યશોહરના થાણેદારની વાત જણાવીને લડાઇ માટે તૈયારી કરવા હુકમ આપ્યો અને તે તૈયારી માટે તીજોરીમાના ઝવેરાત વગેરે ઘણીખરી સપત્તિ તેને હવાલે કરી કાલિકાપ્રસાદે તુરત લશ્કરની ભરતી કરવા માડી અને યુદ્ધ સામગ્રીનો સારજામ લેવા માડયો દરરોજ લશ્કરી શીક્ષણ અને કવાયત શરૂ થઇ

ફોજ એકદમ વિનોદપૂર સહેલાઇથી લઇ જવાય તે સારૂ ગોષ્ટવિહારના રાજપ્રાસાદ પાસેની મહેશ્વરી નદીમાથી વિનોદપૂર પાસેની ભૈરવી નદી સુધી વહાણો ચલાવવાને માટે એક મોટી નહેર ખોદાવી તૈયાર કરાવી આ નહેર અદ્યાપિ સુધી ઉધ્વસ્ત સ્થિતિમા ગતકાલીન ઇતિહાસની સાક્ષી આપે છે

એક મહિના પછી સેનાપતિએ સ્વારી લઇ જવાની પૂરી તૈયારી કરી જે જોઇ યુવરાજ ગોવિંદરામને સતોષ થયો અને તેથી તેણે સેનાપતીને 'સરદાર' એવો ઇલકાબ આપી બહુ પ્રસશા કરી

શુભ દિવસ જોઇને ગોવિદરામે સેનાપતિ સાથે દસહજાર બહાદુર સિપાઇઓ અને પુષ્કળ યુદ્ધ સામગ્રી લઇને મોટા વહાણોથી નવીન બનાવેલ નહેરના રસ્તેથી અને ખુશ્કી માર્ગે વિનોદપૂર તરફ પ્રયાણ કર્યું

આ સ્વારીનો કાર્યક્રમ તુરતમા બધ રાખીને પ્રથમ પિતાશ્રીની મુક્તતા કરવા જવાને માટે, યુવરાજ્ઞી લલિતાદેવીએ પોતાના પ્રિય પતિની બહુ વિનવણી કરી પણ ગોવિદરામનુ અતકરણ અપમાનને લીધે બળીને ખાખ થયુ હતુ તેથી પોતાની પ્રીય પત્નીના પ્રાર્થનાયુક્ત નયનાશ્રુ તરફ તેણે લક્ષ્યજ આપ્યું નહિ !

## પરિચ્છેદ નવમો

### બેગમ મહેલ

નર્યા સૌદર્યને જોઇ પ્રેમ બધાત જો જગમા,
સુચિત્રો મૂર્તિઓ પર તો પ્રેમ બધાત આ જગમા,
તેમ ગુણો નર્યા જોઇ પ્રેમ જો જામતો જગમા,
ખાણુ સદ્દગુણના ગ્રથો ઉપર તો જામતો જગમા,
રૂપને ગુણની જોડી પ્રેમના બધને ખરી છે,
આર્ય મહિલા સમજી તેને પતિ અનુરૂપ કરી લે છે

મહમદ રેઝાખાનના જનાનખાનામાના અતમહેલમા નેફિસા બેગમ કોમલ પુષ્પ શૈય્યા ઉપર અર્ધ નિદ્રામા આરામ લેતી પડી હતી તેની હમેશની બન્ને દાસીઓ તેની સેવામા હાજર હતી સામે બે બાળાઓ નાચગાન કરી રહી હતી સુગધિ તેલ પૂર્ણ ઉજ્વલ દીપોના પ્રકાશમા પુષ્પો અને અત્તરોનો સુગધ ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરતો હતો તોપણ નેફિસા બેગમના અતકરણમા સ્વસ્થતા ન હતી તે ઉત્કઠા પૂર્ણ દૃષ્ટીથી મહેલના દરવાજા તરફ જોઈને દીર્ઘ નિશ્વાસ મુકતી હતી ! નાચ અને ગાયનનો સમારભ ચાલુ છતા આજે બેગમે સિરાજીનુ નામ પણ કાઢ્યુ નહતું એક પહોર રાત્રી જવા પછી તેણે નર્તકીઓને રજા આપી. આજે પોતાની ઈચ્છા ફળીભૂત થાય તેમ હવે સભવ જણાતો નથી એમ માની તેનુ પ્રેમ પરિપૂર્ણ મન નિરાશાથી દુખિત થયુ એટલામા હળવેથી મહેલનો દરવાજો ઉઘડયો કલ્યાણસીંહ દાખલ થયો

કલ્યાણસીંહને જોતાવાર નેફિસા બેગમનો મુખચદ્ર રમ્ય અને ઉજ્વલ થયો તે તુરત બેઠી થઇ તેના દૃષ્ટીપાત થવા સામે

બન્ને દાસીઓ પણ ત્યાંથી ચાલી ગઇ કુલ્યાણસીંહ પણ બેગમના પલગ પાસેના એક કોચ ઉપર બેઠો ઘણો વખત થવા છતા નેફિસા બેગમ એક શબ્દ પણ બોલી શકી નહિ તે કુલ્યાણસીંહના ચ્હેરા તરફ અનિમિષ લોચને જોઇ રહી હતી

કુલ્યાણસીંહે સ્મિતપૂર્વક નમ્ર સ્વરે કહ્યુ–" આજે આ સેવક ઉપર કેમ કફા થયા છો ? ચ પાએ આપનો હુકમ સભળાયો તેથી તો અત્યારે અહીં આવવાની મે હિંમત કરી એથી તો ગુસ્સો નથી આવ્યો ને ? ગયે વખતે આદર સત્કાર સાથે સિરાજી લેવાનો આગ્રહ થતો હતો, પણ આજે તો તેમાનુ કાઇજ દેખાતુ નથી ? તો શુ આ સેવકના હાથથી કાઇ તેવો અપરાધ થયો છે ? "

નેફિસાએ કુલ્યાણસીહ તરફ પ્રેમભરી–તિરછી નજરે જોતા વીણાને લજાવે એવા મૃદુહાસ્ય યુકત સ્વરે કહ્યુ– " અપરાધ ? અપરાધ કાઇ જેવો તેવો નથી, રાજકુમાર ? મારા સર્વ ઇદ્રિયોની શક્તિ સાથે આપે મારૂ અ ત કરણ ચોરી લીધુ છે મારી પાસે મારૂ એવુ કાઇજ રહેવા દીધુ નથી ? ત્યારે આપનો આદર સત્કાર શાથી અને કોણે કરવો ? સિરાજીનુ તો મને હવે સ્મરણજ નથી રહ્યુ આપને જે વસ્તુ પ્રીય નથી, તે મને શી રીતે ગમે ? હવે તો આપની ઇચ્છા એજ મારી ઇચ્છા ! આપનુ સુખદુ ખ તેજ મારૂ સુખદુ ખ ! વધારે શુ કહું ? પણ આ જડ દેહની ચલનશક્તિ આપજ છો "

નેફિસાના આ પ્રેમની ઘેલછા ભરેલા શબ્દો સાભળીને કુલ્યાણસીહને હસવુ આવ્યુ તે મીઠુ હાસ્યયુક્ત મુખમ ડળ જોઇને નેફિસા વધારે પ્રેમતલ્લિન બની ' આ મુખચ દ્ર ઉપરથી સે કડો પૂર્ણ ચ દ્રોને ઓવારી નાખવા જોઇએ ' એમ મનમા વિચારતી તે ધીરેથી બોલી– " હજી આપ હવે દૂર શા માટે ? આપે કહેલી મુદત પૂરી થઇ કે હજુ પણ આ દાસીનો અ ત લેવો છે ? "

" નેફિસા ! શુ ખરેજ કે મારા ઉપર તારો એટલો બધો

નિ સીમ પ્રેમ છે ? ”

“ રાજકુમાર ! શુ હજુ તમને એ વાતની શકા છે ? જુઓ મારૂ હૃદય આપને ખોલી બતાવુ ?” નેફિસાએ ખિન્ન થતાં કહ્યુ

“ પણ નેફિસા ! એ પ્રેમ સ્વરૂપ ઉપર છે કે સદ્‌ગુણો ઉપર છે ? ”

એકલા સ્વરૂપ ઉપર જો પ્રેમ જોડાતો હોત તો ઘણાજ સુદર ચિત્રો પણ હોય છે તેના ઉપરજ જોડાત ! તેમ જો એકલા સદ્‌ગુણ ઉપર પ્રેમ જોડાત તો ઉત્તમ ગુણોના ભડારરૂપ પુષ્કળ પુસ્તકો–ગ્રથો હોય છે તેના ઊપર જોડાત ! પણ મારૂ તો એવુ માનવુ છે કે **ઉત્તમ ગુણોની સાથે સુંદર સ્વરૂપ એજ પ્રેમ જોડાવાને આવશ્યક વિષય હોવો જોઇએ** ”

“ સ્વરૂપ અને સદ્‌ગુણોનો અનુરૂપ સમુચ્ચય કેમ થાય છે તે તુ જાણે છે ? ”

“ મારા સરખી ઘેલી સ્ત્રીને તેવા સૂક્ષ્મ વિચારની શી રીતે ખબર પડે ? ” નેફિસાએ કહ્યુ

“ માનવીના અત કરણમા આ જન્મમા જે રૂપ અને ગુણોની દઢ ભાવના બધાય છે, તે રૂપ અને ગુણોની પ્રતિમા આવતા ભવે તેના અત કરણમા ઉદ્‌ભવે છે તે પ્રમાણે તેનો મેળાપ થતા તેને અહોભાગ્ય જણાય છે ! **રૂપ એ સદ્‌ગુણોનુ જ બાહ્ય અગ છે.** રૂપ નજરે પડે કે તુરત આપણને જણાયા વિના અત કરણમાના ભાવનાબદ્ધ ગુણોનો વિચાર શરૂ થાય છે અને તેની સાથે ગુણોનુ પ્રમાણ મળ્યુ એટલે તે સુદરતા ઊપર પ્રેમ સ્થિત થાય છે ”

“ પણ તમારા હિન્દુશાસ્ત્રમા પ્રેમના માટે આટલો ઝીણો વિચાર કહેલો જણાતો નથી કેમકે હિન્દુશાસ્ત્ર પ્રમાણે જે પુરૂષ સાથે સ્ત્રીનો એક વખત વિવાહ થયો, તેનાથી તેણે સતોષિત

રહેવું. તેની ભાવના પ્રમાણે રૂપ ગુણોથી યુકત તે ન હોય, તો પણ તેને પોતાની ભાવનાને અનુરૂપ એવો બીજો ધણી કરવાને રજા આપેલી હોતી નથી કેમ ખરૂ ને ? ”

“ તે ખરૂ પણ હિન્દુ કુળવતી ગૃહિણીઓને તેવી રજાની જરૂર જ રહેતી નથી કેમકે વશપરપરા ચાલ્યા આવતા સસ્કારોથી તેની ઇચ્છાશકિત એવી તો પ્રબળ થએલી હોય છે, કે પોતાના પતિના રૂપગુણો પોતાની ભાવના પ્રમાણેના કદાચ હોતા નથી તો તે પોતાની પ્રબળ ઇચ્છાશકતીના પ્રભાવે તે તેવા બનાવી લે છે **હિન્દુ રમણી બીજાના બગીચામાંનુ ગુલાબનુ ફૂલ ચોરી લાવવાની ઇચ્છા કદીપણ કરતી નથી ! પરતુ પોતાનેજ ઘેર તેવું ગુલાબનુ ફૂલ પોતાના સતત પ્રયાસથી ઉપજાવે છે !** આ પ્રયાસ એજ આર્ય સ્ત્રીઓની પોતાના પતિપ્રત્યેની એકનિષ્ટા ! ”

“ અમો મુસલમાન સ્ત્રિઓને તેમ કરવુ શકય હોતુ નથી ”

“ કેમ નથી ? મનુષ્યો સઘળા સરખાજ છે તેમને યોગ્ય ઉપદેશ મળે અને બરાબર વર્તન પદ્ધતિ સમજાય તો તમો પણ પોતાની ઇચ્છાશકિતના પ્રભાવે પોતાના પતિનુ અતકરણ આકર્ષી શકશો પછી પરપુરૂષ તરફ જોવાનુ તમને પણ મન થશે નહિ ”

“ પણ અતકરણની ઇચ્છાશક્તિ ઉપર આટલો બધો જુલમ કરવા કરતા, અયોગ્ય પતિનો ત્યાગ કરીને અનુકુળ પુરૂષ શોધી લેવો એમા ખોટુ શુ ? ”

“ અરેરે ! એ તો બહુજ ખોટુ ! ઘણુજ નિંદવા લાયક ! જે સ્ત્રી પોતાના પતિનો અનાદર કરી પરપુરૂષની ઇચ્છા કરે છે, તેને આ ભવમા તો સુખ મળતુજ નથી પણ મરણ પછીએ તેને અક્ષય નરકજ ભોગવવુ પડે છે ! એવો અમારા શાસ્ત્રોનો સિદ્ધાત છે, અને તે ખરો છે કારણ અતકરણની અપેક્ષા જુદીજ હોય છે બહારની સુદરતાથી અતકરણનુ કદીએ સમાધાન થવાનુજ

નહિ ! ઉભય અંતઃકરણોનું મીલન થવાને તે બન્નેએ એકરૂપ થવું જોઇએ. વળી ઇચ્છાશક્તિનો ઉપયોગ કર્યા વિના પોતાનું અંતકરણ બીજાના અંતકરણ સાથે એકરૂપ થતું નથી સ્ત્રીએ વિવાહ વખતે પ્રભુ સાક્ષીએ જે પુરૂષને પોતાનો દેહ અર્પણ કર્યો છે, તેના અંતકરણને પોતાનું અંતકરણ સુપ્રત કરવું એજ તેનું કર્તવ્ય છે પતિના અંતકરણ સાથે પોતાનું અંતકરણ એકરૂપ બનાવ્યા વિના તેનાથી આત્મસમર્પણ થઇ શકે નહિ **એ આત્મસમર્પણનેજ વ્યવહારિક ભાષામાં પ્રેમ અને શાસ્ત્રીય ભાષામાં ધ્યાન** કહેવામા આવે છે ધ્યાન અને પ્રેમ એમા કાઇજ ફરક નથી ”

“ જો એમજ છે તો જેના ઉપર પ્રેમ હોય તેનેજ આત્મ-સમર્પણ કરવું તેનાજ અંતકરણ સાથે આપણું અંતકરણ એકરૂપ કરવું અને તેનુંજ એક નિષ્ઠાથી ધ્યાન કરવું એટલે થયું ! ”

“ આત્મસમર્પણ એ બધી બાબતમા કઠીન છે ! તો પછી પતિનો અનાદર કરી, ધર્મ અને અને નીતિનું ઉલ્લંઘન કરવાથી શું ફાયદો ? જો મારા ઉપર તારો અત્યંત પ્રેમ છે, તું સઘળી સંપત્તિ ઉપર તિલાજલી મુકીને મારી સાથે દેશત્યાગ કરવાને પણ તૈયાર છે ! બલકે મારી સાથે ભીખ માગવામા પણ તું પાછું વાળી જોઇશ નહિ ! આટલા અસહ્ય કષ્ટો સહન કરીને તું મારા માટે આત્મસમર્પણ કરવા તૈયાર થઇ છે, પણ તારા પતિને આત્મ-સમર્પણ કરવામા તને આ કરતા શતાંશ ભાગ જેટલાએ કષ્ટો સહેવા પડશે કે ? નહિજ ”

નેફિસાએ અધીરાઇથી કહ્યું — “ પણ તેમના ઊપર મારો પ્રેમજ નથી ને ? ”

“ એ તારી ભ્રાંતિ છે પ્રત્યેક વસ્તુની બાબતમા ભ્રાંતિમૂલક અને પ્રેમમૂલક એવા બે પ્રકારનું જ્ઞાન સંભવે છે ભ્રમનું નિરસન થતા ખરૂં જ્ઞાન પ્રગટાય છે તે પ્રમાણે મારા વિશેની તારી ભ્રાંતિ

દૂર થવાથી મારા કહેવાનુ તાત્પર્ય તને સમજાશે મારા મીલન માટે – મને ભેટવાને તુ અત્યત અધીર અને ઉત્સુક થઇ છે, તો ચાલ આવ મને આલિંગન આપી સુખી થા ”

કુલ્યાણુસીંહે અનુમતિ આપતા સાથે નેફ્સિા એકદમ ઉઠી અને તેના કઠે બાઝી પડી ! દૃઢ આલિંગન આપતા તેના ગુલાબી ગાલોનુ પોતાના રક્ત ઓષ્ટોથી યથેચ્છ ચુબન કર્યું

કુલ્યાણુસીંહે પોતાની પાસે ગોદમા લઇ પુછ્યુ– “કા હવે કેમ ?”

“હવે મને પૂર્ણ સમાધાન થયુ ”

“ઓ સુદર શહાજાદી ! તારો આનદ કેટલો ભ્રાતિવાળો અને ક્ષણિક છે તે હુ હમણુાજ તને બતાવુ છુ ”

કુલ્યાણુસીહે પોતાના મસ્તક ઉપરનો ફેંટા કાઢી મુકયો અગ ઉપર પગસુધી પહેરેલો અગરખો કાઢી મુકયો અને પોતાનો વિશાળ કેશકલાપ ઝાટકીને પીઠ ઉપર લટકટો છોડયો અગરખાની અદરની રેશમી સાડી, ચોળીથી છુપાવેલ ઉન્નત સ્તનપ્રદેશ, અને એ લાબા કૃષ્ણુ કેશકલાપને જોઇ નેફ્સિા બેગમ એકદમ આશ્ચર્ય ચકિત થઇ અને ચમકીને દૂર સામે ઉભી, એ પર્યંકમા બિરાજેલ – પુરૂષમાથી સ્ત્રી થયેલ રમ્ય રમણી તરફ એક દૃષ્ટિથી જોઇ રહી ?

કુલ્યાણુકુમારી હસીને બોલી – “ બેગમ સાહેબ ! ડરો નહિ હુ કોઇ સેતાન નથી પણુ આપના સરખીજ મનુષ્યજાતિ – સ્ત્રી છુ હવે તો તમારો મોહ દૂર થયો ને ? ”

નેફ્સિા બેગમ શરમાઇને નીચૂ જોઇ ઉભી હતી તે કુલ્યાણુકુમારી તરફ ચકિત દૃષ્ટી વડે જોતા બોલી–“મોહ દૂર થયો પણુ ખરેજ આપ કોણુ છો ? **માનવી મહિલા છો કે પરસ્તાનની પરી છો ?** એ હુ હજી જાણી શકતી નથી ”

“બેગમ સાહેબ ! ખરેજ હુ આપના જેવીજ માનવજાતી

સ્ત્રી છુ. રાજકન્યા છુ ! પવિત્ર પ્રેમભાવના માટે આપની જે ભૂલ ભરેલી સમજ થઇ હતી તે દૂર કરવા માટેજ મારે આટલી ખટપટ કરવી પડી છે ! હવે તો આપને પ્રેમ વિષેનુ ખરૂ જ્ઞાન થયું ને ? ”

“ હા તમારૂ બધુ કહેવુ મારા અંતકરણમા હવે બરાબર આલેખાયુ છે મારૂ બધુ અજ્ઞાન ગયુ પતિ ઉપર એકનિષ્ટ પ્રેમ કરવો એજ પત્નિનુ કર્તવ્ય છે એવી મારી હવે ખાત્રી થઇ તો પણ હજુ મને એક શકા છે કદાચ મારા પતિ ઉપર હુ એકનિષ્ટ પ્રેમ ધરાવુ પણ તે મારા પ્રેમનો અનાદર કરે તો પછી મારા મનને શાન્તિ કે સુખ કયાથી થાય ? ”

‘ આ તમારી ભાવના સ્વાર્થી અને તદ્દન હલકા સ્વભાવની છે બેગમ સાહેબ ! પ્રેમ રાખવામાં જે સુખ અને સમાધાન છે તે પ્રેમ રખાવવામાં જરાપણ નથી એવી તમને અનુભવથીજ ખાત્રી થશે ”

“ અહા ! જો આ પહેલાજ તેવી મારી સમજ થઇ હોત, તો પરપુરૂષ જોવાનુ પાપ મારાથી કદી ન થાત ! રાજકુમારી ! તમે મારા ગુરૂ છો યોગ્ય ઉપદેશથી તમે મારો ઉદ્ધાર કર્યો છે હવે આ થયેલ પાપનુ પ્રાયશ્ચિત્ત આપ બતાવો તે કરવાને હુ તૈયાર છુ. ”

“ આ વાત હમેશા સ્મરણમા રાખજો કે બાહ્ય સ્વરૂપથી મોહિત થશો નહિ અને પતિ એજ પ્રભુ માનીને તેમના ઉપર પૂર્ણ નિષ્ટા રાખજો એજ આ પાપનુ પ્રાયશ્ચિત્ત ! ”

“ એ ઠીક પણ ત્યારે આપે આ પુરૂષવેશ શા માટે ધારણ કર્યો છે ? અને આપનુ ખરૂ સ્વરૂપ પેલી ચપાના જાણવામા છે કે ? ”

" ના ના આ વાત મારા ગુરૂ વિના કોઇના પણ જાણવામા નથી અને તેનો સ્ફોટ ન થાય એવીજ મારી ઇચ્છા છે મારે એ મુદ્દાની બાબત માટે આ વેષાતર કરવુ પડયુ છે એ કારણ હુ ફરી કોઇવાર આપને વિદિત કરીશ ચાલો અત્યારે હવે રજા લઉં ? "

" ભલે ફરી કયારે આવશો ? આપના સમાગમથી મને જે આનદ થાય છે, તે બીજી કોઇ પણ બાબતથી થશે નહિ આપની પાસે પરવાનો છે આપનો વેશ કળાઇ જવાની કદી પણ ભીતિ રાખશો નહિ " જરા હસીને બેગમે કહ્યુ – "ત્યારે પધારશો તો ખરા ને ? "

" હા મને વખત મળતા જરૂર "

કલ્યાણકુમારીએ ફરી પુરૂષવેશ પહેર્યો અને તેણે નેફિસાની રજા લીધી



## પરિચ્છેદ દસમો

### છેવટનો ઉપાય

> વીર્યમા વાગ્સો મળતો ખરી જગ કેર્ણી ચાલી છે,
> ગુગની સૌ પ્રજા શરી, નમાલાની નમાલી છે,
> ભીખના માગનારાના નશન્જે આપી શુ શકતા ?
> વળી દાતાતણા તનુજો ભીખ તે માગી શુ શકતા ?
> સિહનુ બાળ કદિ અ્હીતૂ વસી ઘેટા તણે ટોળે,
> પડે પણ જાણ જે ત્યારે હાર્થીની વાટ તે ખોળે

ખંડણીની બાકી રહેલી રકમો ભરવાને માટે જમીનદારોએ લીધેલી મુદત પુરી થઇ રહી તોપણ રકમો ચુકતે ભરાઇ નહિ દિલ્લીના બાદશાહની તીજોરીમા હપતો મોકલવાની તારીખ નજીક આવી નવાબ તરફથી રેઝાખાનને ભરણુ કરવાની તાકીદ થઇ એટલે ક્રૂર રેઝાખાનના અમાનુષિ અત્યાચારો વધવા લાગ્યા ! બિચારા કમનસીબ જમીનદારો ઉપર જે જુલમો ગુજરવા લાગ્યા તેથી લોકોના અતકરણ બહુ દુભાવા લાગ્યા પરતુ કોઇનો કાઇ ઉપાય નહોતો !

એક દિવસે બપોરે જમીનદારોના વૈકુઠવાસની અને નેતરની સોટીયોના ફટાકાની બાતમી કલ્યાણસીંહે સાભળી અત્યાચારો અને તેનાથી પોતાના પિતાશ્રીની દુ ખી દશાનુ ભીષણ ચિત્ર તેની દષ્ટી આગળ ખડુ થયુ ! મહેલમા ગમતુ નહતુ તેથી શૂન્ય હૃદયે તે રસ્તા ઉપર ફરવા નીકળ્યો

કેટલીકવારે કૃષ્ણનગરનો યુવરાજ રઘુરામ સામેથી આવતો તેને જણાયો તેની પાસે જઇ તેનો હાથ પકડી કલ્યાણસીંહે પુછ્યુ – " કેણીતરફ ગયા હતા ? શુ બીજા કાઇ ખબર છે ? "

" ખબર શાના ? કુલ્યાણુસીહ ! મારા પિતાશ્રી અને ગોષ્ટવિહારના રાજા એમનાથી વૈકુંઠના અમાનુષિ અત્યાચાર અને ફટકાનો માર સહન થયો નહિ ! તેમના શરીરો લોહી લુહાણુ થયા ! તેમને તેવી મુર્છિત દશામાજ પાછા જેલતરફ લઇ જવામા આવ્યા ! બીજાએ ઘણુા જમીનદારોની આવીજ શોકજનક દશા થઈ ! તેમના હૃદય પિગળાવતા આર્તનાદ – હાય – "

કુલ્યાણુસીહથી આગળ સાભળી શકાયુ નહિ તે રઘુરામ તરફ તિરસ્કારની દષ્ટીએ જોઇને પોતાના મહેલમા પાછો આવ્યો ' આ છોકરો ઘેલો થયો છે ! ' એમ બડબડતો રઘુરામ પણુ પોતાના મહેલ તરફ ગયો

તેજ દિવસે સધ્યાકાળે નડિયાના રાજપ્રસાદમા સઘળા બધીવાન રાજાઓના મુખત્યારો અને રાજકુમારોની ગુપ્ત સભા બોલાવવાનુ ઠર્યું તે મુજબ તે મહેલમા નિયમિત વખતે બધા એકઠા થયા, અને આ અત્યાચારો અટકાવવા અને જમીનદારોને છોડાવવા માટે શા રસ્તા લેવા એ વિશે ઉહાપોહ શરૂ થયો

એકે કહ્યુ–" આ પશુતુલ્ય અત્યાચારોનુ સમગ્ર ધ્યાન લખીને, તેનો એકદમ બદોબસ્ત કરવા દિલ્હીના બાદશાહને તુરત અરજી લખી બધાની સહિયો લઇને મોકલવી. "

બીજાએ કહ્યુ–" અરજીથી કાઇ વળવાનુ નથી આ પહેલા એવી ઘણીએ અરજીઓ મોકલાઈ ગઇ છે પણુ કાઇ થયુ નહિ માટે પ્રત્યેક જમીનદારોનો એકેક પ્રતિનિધિ પોતે દિલ્હી જાય અને ત્યા રૂબરૂ સઘળી હકીકત કહી દાદ માગે તો મળે ખરી. "

" નહિ તો જો આ અત્યાચારો નહિ અટકે તો અમારે જાગીર જોઇતી નથી એમ કહીને બાદશાહ પાસે રાજીનામા રજુ કરી દેવા ! "

કુલ્યણુસીહ ઉભો થયો અને જુસ્સાથી બોલ્યો – " ભાઇઓ ! તમારા આ સઘળા વિચાર ફોગટ છે આમાના એક પણ રસ્તાથી કશુંએ વળશે નહિ ! આ યવન લોકો પોતાનો દેશ છોડીને આટલા બધા દૂર આવ્યા છે, તે કાંઇ ધર્મ પ્રચાર કરવા માટે આવ્યા નથી પણ આપણા દેશમાની દોલત લૂટીને ચેનબાજી કરવાને આવ્યા છે તેમની પાસેથી ન્યાય મેળવવાની અને પ્રાણી માત્ર પ્રત્યેની દયાની આશા રાખવી ફોગટ છે ! બાદશાહને માત્ર પૈસો જોઇએ છીએ અને તેનો યવન અધિકારીઓપર વિશ્વાસ છે જમીનદારોને કોઇ જાતનો ત્રાસ નહિ આપવો એમ બાદશાહ કોઇ દિવસ હુકમ કરે નહિ – અને કદાચ દેશના સુભાગ્યે તેવો હુકમ કરે તો અમલદાર રેઝાખાન જેવા તેના હાથપગ બાદશાહને એવુ સમજાવશે કે જમીનદારો હરામખોર છે તેમની પાસે પૈસો છતા તે સરકારની ખડણી ભરતા નથી જેથી આવા ઉપાયો લીધા વિના તે કદીપણ ભરશે નહિ આમ થતા બાદશાહ પોતે પોતાના અધિકારીઓનુ કહેવુ ખરૂ માનશે કે જમીનદારોનુ ? એનો તમેજ તોલ કરો "

કુલ્યાણુસીંહનુ આ ખરૂ અને સ્પષ્ટ કહેવુ સાભળીને સઘળા તેના તરફ જોઇ રહ્યા થોડીવારે કેટલાએકે ધીરેથી કહ્યુ – " ત્યારે કોઇ રસ્તો રહ્યોજ નથી એમ ? "

" રસ્તો છે તેને માટે એકજ રસ્તો છે બગાલના જમીનદારોના પુત્રો અને તેના કામદારો એ **જીવતાં માણુસ છે, તેમનામાં પુરૂષત્વ છે. તેમનામાં હજુ હથીયાર બાંધવાની શક્તિ છે.** એવી જો યવનોને ખાત્રી થાય તો જ આ ભીષણ અત્યચાર એકદમ બધ થાય " કુલ્યાણુસીંહે કહ્યુ.

નડિયાના વૃદ્ધ દિવાન બોલ્યા– ' ના ના એનુ તો બુરૂ પરિણામ આવશે હાલ ઘણા ખરા જમીનદારો કેદમા છે તેમા– તેના માણુસોએ ફિતુર કરવાનુ યવનોના જાણવામાં આવતા વાર તે એકદમ બધા જમીનદારોની કતલ કરશે. પછી આપણે હથીયારો બાધ્યાનો ફાયદો શુ ? "

" તેનો બંદોબસ્ત હું કરીશ બધા જમીનદારોને એક રાતમા મુરશીદાબાદની હદ બહાર સહીસલામત ભગાડવાની કામગિરી હુ મારા એકલાના માથે લઉં છુ પણ બાકીની બધી કામગિરી કરવાનુ તમોએ માથે લેવુ જોઇશે "

કુલ્યાણસીહના શબ્દો સાભળી સઘળા અતીશય ચકિત થયા નડિયાના દિવાને કહ્યુ– " યુવાન રાજકુમાર ! આ અશક્ય કામ તુ એકલો શી રીતે કરી શકવાનો ? અને અમારે બીજી શુ તૈયારી કરવાની ? "

" મારૂ વચન ખરૂ કરવાની મારામા પૂરી તાકાત છે એ હુ પ્રભૂના સોગન લઇ કહુ છુ પણ તમો સઘળાએ પોત પોતાની ફોજ–પૈસો–અને યુદ્ધ સામગ્રી એકઠી કરીને પોતાના રાજાઓનુ રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ તોજ હુ મારૂ વચન ખરૂ કરીશ આપણા બધાની આગળ ગણ્યા ગાઠયા યવનો કેટલો વખત ટકી રહેશે ? જોત જોતામા એ મ્લેચ્છોનો નાશ કરી આપણી માતૃભૂમિને થતા અસહ્ય ત્રાસમાથી તેનો છુટકારો કરીશુ બોલો ત્યારે એક વખત હર–હર–મહાદેવ ! કાલીમાતાની જય ! "

કુલ્યાણસીહના આ ભીતી ભર્યાં શબ્દો સાભળીને સઘળા સ્તબ્ધ થયા ! કેટલાક યૂવાન રાજકુમારો એકદમ ઉભા થઇ બૂમ પાડતા બોલ્યા " હ–હ–અવિચારી યૂવાન ! જીભાન બધ કર તારા આ મૂર્ખાઇ ભરેલા વિચારો જો બહાર કોઇના કાનપર જશે તો અમારામાના કોઇના જાન બચશે નહિ ! "

કુલ્યાણસીહ ગુસ્સાથી લાલનેત્રો કરતો બોલ્યો– " શુ આવી દુર્દશામા પણ હજુ તમને જીવવાની ઇચ્છા છે કા ? તમારા અન્નદાતા–તમારા જન્મદાતા યવનોની નેતરની સોટીથી મારતા ફટાકાઓથી જર્જરીત–લોહીલુહાણ થઇ બેશુદ્ધ પડે છે ! છતા તમારી જીવવાની આશા અને મરવાની ભીતિ છુટતી નથી કેમ ? ધિકાર ! ધિકાર છે આવા જીવીતને ! '

કોઇ કાંઇ બોલ્યુ નહિ એક બીજાએ ગુસપુસ કરતા ધીરે ધીરે ત્યાથી પગ કાઢયો બધાના જવા પછી નડિયાના દિવાને કુલ્યાણસીહનો હાથ પકડી ધીમેથી કહ્યુ- " ઓ વીર રાજકુમાર ! તારી સુચનાનો અમલ કરવાને આ સમય અનુકૂલ નથી. યોગ્ય પરિસ્થિતિ પ્રાપ્ત થતા સુધી તેમનો જુલમ મૂગે મોઢે સહન કર્યા વિના છુટકો નથી માટે બહુ વિચારીને-સભાળીને વરતજે આવા અવિચાર ભર્યા શબ્દો ફરી કયાઇ બોલતો નહિ ! "

**"બગવાસીઓના આવા મનના દૂબળાપણાથી જ તેમને પશૂસરખી ગુલામગિરી ભોગવવી પડે છે ! "**

કુલ્યાણસીહ નિરાશ થઇ પોતાના મહેલે પાછો આવ્યો તેની આખી રાત્રી નિદ્રા વિનાની ગઇ હવે આગળ શુ કરવુ એ વિચાર તેના મગજમા એક સરખો રમ્યા કરતો હતો લગભગ સવારે તેનો એક નિશ્ચય થયો સવારે તેણે ઉપાધ્યાય શિરોમણીને બોલાવીને કહ્યુ- " ગોષ્ટવિહારથી હવે કાઇ તિજોરી આવે એમ જણાતુ નથી તો પછી અહી રહીને શુ કરવુ ? મોટાભાઇ આ વખતે જૂદાજ રસ્તે ચડયા છે માટે આપણે ગોષ્ટવિહાર પાછા જઇ કાઇ રકમ ભેળી કરી લાવવાની ગોઠવણ કરીએ એ વિના બાપુજીના છુટકારાની આશા નથી તમો અત્યારેને અત્યારે સઘળા એક હોડીમા આગળ ચાલવા માડો હુ સાજે બીજી હોડીમા નીકળીને તમને આવી મળીશ "

" તમે એકલા પાછળ રહીને શુ કરશો ? "

" બીજુ શુ કરૂ ? બનશે તો બાપુજીને મળીને તેમને આશ્વાસન-ધીરજ આપી આવીશ હ ચાલો જલદી કરો અમસ્તા અસૂર કરો નહિ મારી હોડી તૈયાર રાખવા ખલાસીઓને કહેજો "

" જો જો આ યવન રાજધાનીમા એકલા રહેવુ એ ભીતિવાળુ છે બહુજ વિચારીને-સાવચેત રહેજો "

કલ્યાણસીંહ જરા હસ્યો શિરોમણી ઠાકોરે સઘળા નોકર ચાકરોને તુરત નીકળવા વરધી કરી બધાને વતન જવાની ઉત્કંઠા હતી, એટલે બપોર થતા પહેલાજ સઘળુ મંડળ વતન જવા ઉપડયુ

સાંજ સુધી કલ્યાણસીંહ કયાઇ બહાર નીકળ્યો નહિ દિવા વખતે તે સાદો પોશાક પહેરી બજારમા ગયો અને તેણે એક સૈનિકને છાજતો પોશાક ખરીદ કર્યો અરધી રાત્રે તે તેણે પહેર્યો અને તદન મુસલમાન લશ્કરી સીપાઇ તે બન્યો એ પછી નવાબી પરવાનો ખિસામા લઇ કપડાનો નહાનો બચકો હાથમા રાખી બંગલામાથી તે બહાર નીકળ્યો થોડે દૂર જતા એક ખાલી ભાડુતી ઘોડાગાડી તેના જોવામા આવી તેની સાથે ભાડાનો ઠરાવ કરી પોતે અંદર બેસીને જેલ તરફ હાકવાની સુચના કરી

જેલ પાસે આવી કલ્યાણસીંહ ગાડીમાથી ઉતર્યો અને દરવાજા પાસે જઇ તેણે તેનાપર થાપ મારી

"કોણ છે?" પહેરેગીરે પુછ્યુ

"મહમદ રેઝાખાનનો નોકર છુ જેલર સાહેબને એક જરૂરી સંદેશો કહેવાનો છે માટે જલદી દરવાજો ખોલ અને તેમને બોલાવી લાવ" કલ્યાણસીંહે મુસલમાની ભાષામા કહ્યુ

પહેરાવાળાએ દરવાજો ઉઘાડયો મુસલમાન લશ્કરી સિપાઇ જોઇને તેણે સલામ ભરી અંદર લઇ તેને પોતાની જગાપર બેસાડીને પોતાના બીજા સાથીદાર પહેરાવાળાને દરોગા સાહેબ પાસે મોકલ્યો

થોડીવારમા દરોગા સાહેબ આખો ચોળતા અને બગાસા ખાતા દરવાજા પાસે આવ્યા કલ્યાણસીંહે અદબથી સલામ ભરી એટલે તેણે પુછ્યું—"રેઝાખાન સાહેબ તરફથી તમો આવો છો એમ કે? કહો તેમનુ શુ ફરમાન છે? તમારી પાસે તેમણે કાંઇ રૂકકો આપ્યો છે?"

કલ્યાણસીંહે નવાબી પરવાનો કાઢી દરોગાને બતાવ્યો તેણે તે પરવાનો ઓળખીને માથે ચડાવ્યો અને તે પછી બોલ્યો–

" ખાનસાહેબનો હુકમ તામિલ કરવાને બંદો તૈયાર છે કહો શું ફરમાન છે ? "

" ગોષ્ઠવિહારના રાજાને મુક્ત કરીને મને સોપો તેને ખાનસાહેબ પાસે હાજીર કરવાનો છે "

દરોગાએ તુરત નોકરને મોકલી બુઢ્ઢા ગોપીકૃષ્ણરાયની બેડીઓ તોડીને કુલ્યાણસીહ પાસે લાવી હાજર કર્યો પોતાના વૃદ્ધ પિતાની દુર્દશા જોઇ તેનુ હૈયું ભરાઇ આવ્યુ ! તો પણ તે ઘણીજ હિંમતથી દબાવીને બોલ્યો– " તમે ખાનસાહેબના મહેલ સુધી ચાલીને આવી શકશો કે ? "

ગોપીકૃષ્ણરાયે કપતે અવાજે કહ્યુ– " ના બાપુ ! મારામા ઉભુ રહેવાની એ શક્તિ હવે રહી નથી !"

" ઠીક ત્યારે હુ ગાડી લઇ આવ્યો છુ તેમા બેસીને ચાલો તમને ખાનસાહેબે બોલાવ્યા છે "

ગોપીકૃષ્ણરાય બહુજ ગભરાયા આટલી અસુરી રાત્રે વળી તે પોતાના પર શુ જુલમ ગુજારશે કોણ જાણે ? એમ તેને ચિંતા થઇ. તો પણ નિરૂપાયે તે કુલ્યાણસીહ સાથે નીકળ્યો દરોગાની રજા લઇ કુલ્યાણસીહ ગોપીકૃષ્ણરાય સાથે ગાડીમા બેઠો પછી કુલ્યાણસીહની સૂચના પ્રમાણે ગાડી જોસબધ ચાલુ થઇ

કેદીના માટે રેઝાખાને ગાડી કેમ મોકલી ? એ દરોગાને શકા આવી. તોપણ નવાબી પરવાનો હોવાથી તેનો કાંઈ ઉપાય ચાલે તેમ ન હતુ તોપણ આવેલ સીપાઇ કેદીને લઇ ક્યા જાય છે તે જોવા માટે ગુપ્તરીતે ગાડી પાછળ તેણે પોતાના એક જાસુસને મોકલ્યો.

કુલ્યાણસીહની ગાડી ગગા કિનારે પહોચી. એટલે બન્ને અદરથી ઉતર્યા ગાડીવાળાને રજા આપી તે એક ઝાડનીચે આવ્યા ત્યા હોડી તૈયાર જ હતી. તેમા બન્ને બેસતાનીસાથે નાવિકોએ હોડી ચાલતી કરી એટલામા દરોગાનો સીપાઇ ત્યાંજ આવી પહોચ્યો

ગાડીવાળો ખાલી ગાડી લઇ જતા તેણે જોયો અને એક હોડી ઝપાટાબધ ગગા–પ્રવાહમા જતી તેના જોવામા આવી અને તે હોડીમા પેલો સિપાઈ અને કેદી પસાર થયાનુ તેણે અનુમાન કર્યું પણ એ હોડી ઉપર બાદશાહી વાવટો ન હતો તેથી તેને કાઇક દગો છે એવી શકા આવતા તે દરોગાને કહેવા એકદમ પાછો ફર્યો

દરોગાએ એ હકીકત સાભળતા તે ગભરાયો હવે રેઝાખાન પોતાને જીવતો રહેવા દેશે જ નહિ એવી તેને ભીતિ લાગી તેણે પોતાના હાથ નીચેના એક કામદારને બીજા કેટલાક માણસો આપીને, સરકારી મછવો લઇ તેની પાછળ પડી તેમને પકડી લાવવાને હુકમ આપ્યો એટલે થોડીજવારમા સરકારી મછવો કુલ્યાણુસીહની હોડી પાછળ તેને પકડવાને નીકળ્યો

કૃષ્ણઅષ્ટમીની રાત્રી હોવાથી ચદ્રોદય હજુ હમણાજ થયો હતો થોડીવારમા લીલાવાવટાવાળો એક મછવો પોતાની પાછળ ત્વરાથી આવતો કુલ્યાણુસીહના જોવામા આવ્યો એટલે તેણે પાછળ ખરો શુ બનાવ બન્યો હશે તેની કલ્પના કરી લીધી બાજુમા ગગા કિનારે એક થોડે દૂર ઘાડુ–ગીચ જગલ તેને જણાયુ એટલે હોડીને ત્યા કિનારે લેવા તેણે નાવિકોને કહ્યુ તે મુજબ હોડી કિનારે પહોચતાજ કુલ્યાણુસીહ ગોપીકૃષ્ણુરાય સાથે જમીનપર ઉતર્યો અને પછી એ નૌકા પાછી ગોષ્ટવિહાર તરફ પૂર વેગથી હાકી જવા કહ્યુ પાછળનો સરકારી મછવો આવી પહોચે અને પુછે તો– " મુખત્યારના હુકમ પ્રમાણે અમો ગોષ્ટવિહાર તિજોરી લેવા જઇએ છીએ " એમ કહેવાને તેમને કહ્યુ નૌકા આગળ નીકળી જવા પછી ગોપીકૃષ્ણુરાયને એક વૃક્ષની પાછળ બેસાડીને કુલ્યાણુસીહ ગગા પ્રવાહ તરફ જોતો ઉભો રહ્યો

થોડી વારે નવાબી મછવો ત્યા આવ્યો અને નૌકાને આગળ જતી જોઈ તેની પાછળ પડયો કુલ્યાણુસીહે એક લાબો નિશ્વાસ મુકયો ! અને ગોપીકૃષ્ણુરાયનો હાથ પકડી તે રસ્તો કાઢતો એ ઘાડા જગલમા ચાલતો થયો

## પરિચ્છેદ અગીયારમો

### જંગલ નિવાસ

અજબ છે ન્યાય ઇશ્વરનો બનાવે રંક રાજાને,
મુકાવી મ્હેલને માળા ભમાવે રાન વેરાને,
ડરી પગરવથી પોતાના માણુસો દેખી નાસે છે,
મરદ પણ આશરો સ્ત્રીનો ખરે તેવાર માગે છે !
ઝુંપડાં જોગીઓનાં ને પ્રભુનાં ધામ ભયહારી,
ગુહાઓ કુદરતી સ્થાનો આપતાં શાન્તિને ભારી–

નભોમંડલમાં તેજસ્વી તારાઓ ચમકતા હતા મંદ પવનલહરીઓ જૂદા જૂદા વન પુષ્પોનો સુગંધ ચોમેર પ્રસારતી હતી આવી રીતે સૃષ્ટદેવી આ વખતે પ્રસન્નવદના હતી તોપણ વૃદ્ધ ગોપીકૃષ્ણરાયના ભયભીત અંતઃકરણ ઊપર તેનાથી કાંઇએ સારૂં પરિણામ આવ્યું નહિ થોડીવાર સુધી તે સિપાઇની સાથે ચાલીને એકદમ નીચે બેસી ગયા અને દીન ચહેરે બોલ્યા– ભલાભાઇ ! મારાથી હવે એક ડગલું ભરાતું નથી રેઝાખાને મને ગંગાજીમાં તુરતમાજ જળસમાધિ આપી બધી આપદામાથી એકદમ મુકત કરવા ફરમાવ્યું હશે એમ હું ધારતો હતો પણ હાય ! તેમાએ હું નિરાશ થયો ! હવે મને તું કયાં ઉપાડી જાય છે ? અને મારા શું હાલ કરવાના છે ? અરેરે ! આ વખતમાં બંગાલામાં જન્મ થવો અને તેમાં પણ જાગીરદારના કુટુંબમાં ! એના સરખું તો બીજું કોઇ પાપ નથી ! આ કરતાં હું કોઇ ભીખારીને ત્યાં અવતર્યો હોત તો ભીખ માગીને પણ સુખેથી તો રહેત ! અરે ! ખાનસાહેબ ! તમને મારી કાંઇજ દયા આવતી નથી શું ? "

હવે કલ્યાણકુમારીથી ધીરજ ન રખાઇ તેણે માથા ઉપરનો મુસલમાની ફેંટો અને બનાવટી દાઢી મુછો કાઢી નાખીને ગોપી-કૃષ્ણરાયના ચરણો પકડયા તેનાપર અશ્રુજલનો વર્ષાદ વરસાવતા તે બોલી–" બાપુજી ! મારા વહાલા પિતાશ્રી ! માફ કરજો હુ આપની પુત્રી કલ્યાણી છુ ! મને હજુ સુધી શુ આપે ઓળખી નથી ? "

વૃદ્ધ ગોપીકૃષ્ણરાય ચકિત થયા ! તેણે બન્ને હાથે કલ્યાણ-કુમારીનુ મસ્તક ઉચકીને તેના ચહેરા તરફ જોયુ તેને ઓળખી. વૃદ્ધની આખોમાથી અશ્રુ વહેવા માડયા !

થોડીવારે શકીત થતા જરા દૂર ખસીને તેણે પુછ્યુ– "કલ્યાણી ! તું આ રાક્ષસી–યવન મુલકમા શી રીતે આવી ? તુ પણ નવાબના અત્યાચારોનો ભોગ થઇ પડી હતી કે શુ ? તને એ દુષ્ટોએ ધર્મ–નીતિથી ભ્રષ્ટ કરી છે કે શુ ? અરેરે ! તેમ હોય તો પ્રભુ ! મને આ કમભાગ્યની અવધિ જોવા શુ કરવા જીવતો રાખ્યો ? "

" બાપુ ! બાપુ ! શાત થાઓ આવી ખોટી શકા જરાપણ મનમા આણશો નહિ **આર્ય કુલવતિનુ પાતિવ્રત્ય નષ્ટ કરવાને કાળ પણ શકિતમાન નથી,** તો આ બિચારા યવનો કોણ ? આપના રક્ષણ તળે હુ જેવી અને જેટલી પવિત્ર હતી, તેટલીજ અત્યારે પણ છુ એ આપના પગ ચુમીને કહુ છુ "

કલ્યાણકુમારીનુ બોલવુ સાભળી વૃદ્ધ પિતાને સતોષ થયો કલ્યાણકુમારીએ પોતે ગોષ્ટવિહારથી નીકળી ત્યારથી અત્યાર સુધીની સઘળી હકીકત કહી જે સાભળીને વૃદ્ધ પિતાને આનદ થયો તેણે પ્રેમથી તેના મસ્તકપર હાથ ફેરવતા કહ્યુ–" શાબાશ કલ્યાણી ! પુત્રના હાથથી પણ જે વાત બની શકે નહિ, તે તું કન્યા છતા કરી શકી ! ધન્ય છે ! તો પણ આ પગલુ તે અવિ-ચારનુ ભર્યું છે "

" બાપુજી ! પરમ પૂજ્ય પિતાશ્રીને થતા કષ્ટો સતાનોથી કેમ સહન થાય ? પછી એનુ ગમે તે પરિણામ આવે પણ તેવા અત્યાચારોમાથી તેમની મુકતતા કરવી એજ તેનુ કર્તવ્ય છે આમ ધારી પાછળથી ગમે તે થાય તેની દરકાર નહિ રાખતા આ હિંમત કરી છે "

" પણ આનુ પરિણામ બુરૂજ આવશે હુ વતન જઉ તો યવન અધિકારી પકડીને લઇ જઇ તુરત ફાસી દેશે ! ઠીક કદાચ છુપાઇ રહીએ તો બિચારા ગોવિંદરામને પકડી કેદ કરશે અને ઘરબાર લૂટીને જાગીર જપ્ત કરશે તેમજ હવે મારૂ આ શરીર જર્જરીત થયુ છે તેથી હવે વધારે દિવસ બચવાની પણ મને આશા નથી ! "

" બાપુજી ! નશીબમા હશે તેમ થશે હાલ તુરતમા તો યવનોના અત્યાચારોમાથી તમારો છુટકારો થયો છે ! હવે આપણે બન્ને થોડા દિવસ કયાઇ છુપાઇને રહીએ અને તમારી તબીયત સુધર્યા પછી આગળનો વિચાર કરીશુ આપ મારા ખભા ઉપર હાથ ટેકવીને ધીરે ધીરે ચાલો "

કુલ્યાણકુમારીએ માથાપર પાછો યવની સાફો બાધ્યો દાઢી મુછો પણ વળગાડી અને વૃદ્ધ પિતાનો હાથ પકડી તે ધીરે ધીરે આગળ ચાલી થોડી વાર ચાલ્યા પછી એક જૂનુ દેવળ તેમના જોવામા આવ્યું તે દેહેરૂ બહુ પ્રાચીન હોઇને જીર્ણ દશામા આવેલ હતુ તેની ચોમેર આબા, વડલાઓ, પિપળા વીગેરે ગગનચુબી વૃક્ષોની ઘટા હતી આ એકાન્ત સ્થળ જો કોઇ માનવીના રહેઠાણ વિનાનુ હોય તો પોતાને થોડા દિવસ ગુપ્ત રહેવાને ઉપયોગી થશે એવો વિચાર કુલ્યાણકુમારીના મનમા આવ્યો અને તેણે તે પોતાના વૃદ્ધ પિતાને જણાવ્યો પછી ગોપીકૃષ્ણરાયને એક વડલા નીચે બેસાડીને પોતે એકલી તે મદીરમા ગઇ

મદિરને દ્વાર ન હતુ. તોપણ અદરની અને બહારની

જગા સ્વચ્છ હતી કુલ્યાણકુમારીએ અંદર ડોકીયું કરી જોયુ. તો એક ખુણે ધુણી ધીકતી હતી તે ઉપરથી અહી કોઇનુ પણ વસતિસ્થાન છે એવુ તેને જણાવ્યુ તેથી પ્રથમનો વિચાર માડી-વાળીને તે પાછી ફરી એટલામા ' કોણ છે ? ' એમ અંદરથી ધ્વનિ થયો

" હુ એક પ્રવાસી છુ " કુલ્યાણકુમારીએ ડરતા ડરતા ઉત્તર આપ્યો "પ્રવાસી ? અને આવી મોડી રાત્રે ? આવા નિર્જ-નવનમા શા માટે ? " આમ કહેતી એક વ્યક્તિ મંદિરના દ્વાર પાસે આવી

સ્વચ્છ ચંદ્રપ્રકાશમા તે આવનારના શરીરનો બાંધો શુભ્ર જટા અને દાઢી, ભસ્માચ્છાદિત શરીર તેનાપર ધારણ કરેલી રૂદ્રાક્ષની માળાઓ આદિ જોઇને તે કોઇ યોગીરાજ હોવા જોઇએ એમ અનુમાન કરીને કુલ્યાણકુમારીએ તેમને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા

યોગી કુલ્યાણકુમારી તરફ નિશ્ચિત દૃષ્ટીવડે જોતા ચકિત થઇ તેણે પુછ્યુ– " ઓ યૂવાન ! તમારો પોશાક તો યવન સિપાઇ સરખો દેખાય છે અને તે નમસ્કાર કેમ કર્યો ? તુ ખરી રીતે કોણ છે, અને અહીં શા માટે આવેલ છે ? "

' યોગીરાજ ! આપ પરમાત્મા પ્રમાણે પૂજ્ય છો દયાળુ છો આ મારો બનાવટી વેશ છે ક્ષમા કરો અમે અત્યારે મહાન સંકટમા છીએ આપ જો અભયદાન આપો તો મારી દુઃખી હકીકત આપની પાસે નિવેદન કરૂ "

' હુ રાજા નથી અગર તો તેનો કોઇ અધિકારી નથી પણ તપશ્ચર્યા કરનારો વેરાગી છુ ! મારાથી તને ભય અગર અભયપણુ શાનુ ? તોપણ તારા ઉપર શુ સંકટ છે ? તે તારી મરજી હોય તો કહે મને જો તેના પ્રતિકારનો કોઇ રસ્તો સુઝશે તો ખુશીથી મદદ કરીશ . "

" મહાત્માશ્રી ! આપ તપના પ્રભાવે રાજાથી પણ

**શ્રેષ્ટ છો.** હુ અને મારા વૃદ્ધ પિતા યવનોની જેલમાથી નાસી આવ્યા છીએ ! અમો બ્રાહ્મણ છીએ આપના ચરણો પાસે અમને થોડા દિવસ આશ્રય મળશે તો ઉપકાર થશે " આમ કહી કલ્યાણકુમારીએ ચોટાડેલી કૃત્રીમ દાઢી અને મુછો કાઢી નાખ્યા

કલ્યાણકુમારીનુ સુદર કોમળ મુખકમળ જોઈ યોગીરાજ હસીને બોલ્યા– " અહીં રહેવાની તમારી મરજી હોય તો સુખેથી રહો મારી ના નથી પણ આ જગા તમને નિર્ભયતાવાળી છે એમ હુ માનતો નથી તોપણ જા જલદી તારા પિતાશ્રીને લઈ આવ "

કલ્યાણકુમારીએ યોગીરાજને ફરી પ્રણામ કર્યા પછી તે વૃદ્ધ પિતાશ્રીને બેસાડીને ગઈ હતી ત્યા આવી અને તેમનો હાથ પકડી મદીરમા લઈ ગઈ યોગીએ તેમને મદિરમાની એક બાજૂની જગ્યા બતાવી અને ધૂણી ઊપર એક મોટુ લાકડુ મુકીને પ્રકાશ વધાર્યો એ પ્રકાશમા પિતા પુત્રી તરફ માર્મિક દ્રષ્ટીથી જોતા યોગીશ્વરે કહ્યુ– " બાળે ! તુ અને તારા પિતા કોઈ સામાન્ય નથી પણ સન્માન્ય જણાઓ છો ! પણ નવાબના અત્યાચારથી તમારી આ દશા થઈ લાગે છે તો શકા રહિત બની તમારી બધળી હકીકત મને કહો "

કલ્યાણકુમારીએ કહ્યુ– " યોગીરાજના દિવ્યજ્ઞાન આગળ કોઈ પણ વાત છુપી રહેજ નહિ હુ મુરશીદાબાદમા કેટલાએ દિવસ પુરૂષ પોશાકમા રહેતી છતા કોઈએ પણ મને ઓળખી ન હતી પણ મહારાજશ્રીએ ખરી સ્થિતિ તુરત કળી લીધી ! "

**" સ્ત્રિ અને પુરૂષમાંનો ભેદ તેમના ફક્ત બહારના પોશાકમાંજ સમાયો નથી, પરતુ તેમના આંતર શરીરમાં પણ તફાવત હોય છે.** અને સૂક્ષ્મ નજરથી જોનારને તે સહેજે સમજાય તેવો હોય છે તે જાણવામા કાંઈ દિવ્ય જ્ઞાનની જરૂર હોતી નથી અસ્તુ તારી હકીકત અથેતિ કહે. તે સાભળવાની મને બહુ ઇચ્છા છે "

કલ્યાણકુમારીએ પોતાની સઘળી હકીકત યોગીરાજને કહી અને ગોપીકૃષ્ણરાયે રેઝાખાનના ક્રૂર અમાનુષિ અત્યાચારોની હકીક્ત જણાવી

યોગીરાજ ઘણીવાર સુધી સ્વગત વિચાર કરીને પછી ગભીરતાથી બોલ્યા– “ કલ્યાણકુમારી ! યવનોના અત્યાચારો-માથી તારા પિતાનો છુટકારો કર્યો એ તે ઘણી હિંમતનુ અને વીરતાભર્યું કામ કર્યું ખરૂ, પણ એથી કરી તમારા ઉપર બીજુ મોટુ સકટ ઉત્પન્ન થયુ છે ! નવાબના માણસો તમારી શોધ માટે ચારે તરફ ફરતા થશે તમારી જાગીર જપ્ત થશે નવાબ જેવા મોટા શત્રુ સાથે સામે ટકવાની શક્તિ તમારા નહાના સસ્થા-નમા નથી. આવે વખતે બીજા કોઈ રાજાઓ તમને મદદ આપે, અગર તો આશ્રય આપે એવી આશા જ રાખવી નહિ ! બગવાસી સસ્થાનિકો એકમતથી એક બીજાને સહાયક થાય એવી રીતે વર્તવાની તેમનામા અક્કલ નથી ! જો તે હોત તો તેમને યવનોનુ દાસત્વ શા માટે ? સ્વીકારવુ પડત ? આવીસ્થિતિમા હવે તમે આગળ શુ કરવાના ? ”

“ આત્મોદ્ધારની જો આશા ન હોય તો અમારે તે જાગીર નથી જોઈતી અને સસારની પણ ગરજ નથી ! અમે બન્ને આપની સેવા કરીને–અવશેષ આયુષ્ય યોગાભ્યાસમા પુરૂ કરશુ એટલે માનવ જન્મની તો સાર્થકતા થશે ! ”

યોગી હસીને બોલ્યા– “ બાળે ! તુ હજુ યૂવાન છે યોગાભ્યાસ સહેલો નથી તે થવાને પ્રથમ પૂરી રીતે વૈરાગવૃત્તિ પ્રગટવી જોઈએ તારાથી આટલી ઉમરમા જ યોગાભ્યાસ થવો એ શકય નથી. હવે કહુ તેમ કરો અહીંથી નજીકજ ગગાકિનારે ઉદયગ્રામ નામનુ નહાનુ શહેર છે તે વડનગરના રાજા ઉદયના-રાયણની જન્મભૂમિ છે આવતી કાલે તે રાજાની સાલગ્રેહ હોવાથી તે પોતાની જન્મભૂમીના પૂજનાર્થે ઉદયગ્રામે આવેલ છે

ઉદયનારાયણ બહુ બલવાન હોઇને મુરશિદ કુલીખાનના દરબારમા તેની સારી છાપ છે. તે બ્રાહ્મણ હોઇને દયાવાન અને ઉદાર છે માટે કલ્યાણકુમારી ! તારે આવતી કાલે આવાજ પુરૂષ પોશાકથી જઇને તેની મુલાકાત લેવી. અને સઘળી હકીકત કહેવી એટલે તે તમને આશ્રય આપશે એટલુજ નહિ પણ નવાબ પાસે તે તજવીજ કરીને તમને માફીએ અપાવશે "

" આપની આજ્ઞા પ્રમાણે કરવા હુ તૈયાર છુ પણ રાજા પાસે મારી દાદ શી રીતે પહોચશે. ? અને તેમને મારી કર્મકથની સાભળવાને અવકાશ પણ ક્યારે મળશે ? વળી બાપુજીની તબીયત બહુજ ક્ષીણ થઇ છે, તેમને અહીં હુ રાખી જઉં અને મને ત્યા એકાદ બે દિવસ રહેવુ પડે તો અહીં તેમની શુશ્રૂષાનું શુ થાય ? " કલ્યાણકુમારીએ અડચણ બતાવી

" રાજા પાસે તુરત દાદ મળી શકે તે માટે હુ તને એક નિશાની આપુ રાજાની મારા પર અત્યત શ્રદ્ધા છે તે મારી નિશાની જાણવા સાથે તારી સઘળી હકીકત તે તુરત સાભળશે તારા પિતાશ્રીના સબધે તારે જરા પણ ચિંતા ન રાખવી હુ જાતે તેમની શુશ્રૂષા કરીશ "

" પણ મહારાજા કદાચ અમોને આશ્રય આપવાની ના કહે તો ? "

" તો પછી બીજો કોઇ ઉપાય શોધીશુ ડુબતાએ એક તણખલાનોએ આશ્રય લેવામા ચુકવુ નહિ "

ગોપીકૃષ્ણરાય ખિન્નતાથી બોલ્યા- " કલ્યાણી ! બેટા ! હવે આ કષ્ટો ઘણા થયા. રાજકુટુબમા જન્મ પામીને ભીખારીની માફક ઘેરેઘેર આશ્રય માગવાને ભટકવાનો વખત આવે, એથી વધારે દુર્દૈવ બીજુ શુ હોઇ શકે ? આવા ઓશીયાળા જીવન કરતા મરવુ શુ ખોટુ ? ચાલ આપણે બન્ને ગગાજીના ઉંડા પ્રવાહમા ઝપલાવીને દુખ મુક્ત થઇએ "

કલ્યાણકુમારીના નેત્ર અશ્રુઓથી ભરાઇ આવ્યા તેનાથી એક શબ્દ પણ બોલાતો ન હતો ! એટલે યોગીવર બોલ્યા– "રાયજી ! આપ વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ છો. મારે કહેવાની જરૂર નથી પણ પોતાના પ્રાણ આપીને દુઃખ મુક્ત થવુ તેમા માનવ જીવનની સાર્થકતા નથી ! **માનવીને પોતાના કુટુંબનુ–પોતાના સમાજનુ–પોતાના દેશનુ કાંઇ પણ કર્તવ્ય હોય છે.** તે જો યોગ્ય રીતે બજાવી શકે તોજ તેના જન્મનુ સાફલ્ય થયુ મનાય આવી રીતે નિરાશ થઇને ગાડા વિચારો મનમા નહિ આણશો પ્રભુ ઉપર ભરોસો રાખો તે સર્વ સંકટોનો પરિહાર કરવાને સમર્થ છે "

યોગીરાજના ઉપરોક્ત કહેવાથી ગોપીકૃષ્ણરાયનુ મન ઘણુ શાન્ત થયું પછી કલ્યાણકુમારીએ કહ્યુ– " રાજા ઉદિયનારાયણ હમેશા કયા વસે છે ? "

" ઉદયગ્રામની પાસેજ વડનગરમા તેનીમુખ્ય રાજગાદી છે શિવાય **વીરકિરીટી**, દેવીનગર વગેરે ચાર પાચ સ્થળે તેના રાજ–પ્રકરણી થાણા છે ત્યા મજબુત કિલ્લાઓ, પૂરી યુદ્ધ સામગ્રી અને ફોજના ઘણા માણસો એવી રીતે પાકો બંદોબસ્ત હોય છે રાજા ઉદયનારાયણ કોઈવાર રાજધાનીના શહેરમાં, કોઈવાર ઉદયગ્રામમા તો કોઇવાર એ રાજપ્રકરણી થાણામાં પણ રહે છે આવતી કાલનો મુકામ તેનો ઉદયગ્રામે છે એ એક સારીજ તક સમજોને ! " યોગીવરે કહ્યુ,

તે પછી યોગીરાજે એક જૂના ભૂર્જપત્ર ઉપર કાઇક સાંકેતિક શબ્દો લખીને તે કલ્યાણકુમારીને સ્વાધીન કર્યું એટલે તેણે યવન સીપાઇના પોશાકમા સુસજ્જ થઇને મોટા મળસકે યોગીરાજે કહેલી દિશાતરફ પ્રયાણ કર્યું

## પરિચ્છેદ બારમો

### યાચના

ગળી ના ગરજસમ બીજી ચીજ આ જગતમા દીઠી,
સ્વાર્થથી લાગતી પાટૂ દૂઝણી ભેશની મીઠી,
સુઈને માન ગધ્ધાને કહે કાકા ન શરમાતા,
કરે ના કઇ લિલૂ તોએ લીએ માખણ તો ભરમાતા,
સુભાગ્યે ગરજને પૂરી મળે કરનાર જો દાતા,
ધર્મ કરતા પડે ધાડૂ વ્હેમથી કઇ દુખી થાતા,–

ઉદયગ્રામ આજે પ્રાત કાળથીજ આન દ મગ્ન બની રહ્યુ હતુ રાજપ્રાસાદની સામેના ચોગાનમા કુકુમ અને ગુલાલની રાગોળીઓ પૂરવામા આવી હતી જ્યા ત્યા ધજાઓ અને મ ગલપ્રદ તોરણો બાધવામા આવ્યા હતા નગારખાનામા નોબતો વાગી રહી હતી ગરીબોને અને ભિક્ષુકોને પુષ્કળ દ્રવ્ય મળવાથી તે ખરા અ ત કરણથી રાજાને આશીર્વાદ આપતા હતા ઘણા દૂર દૂરથી બોલાવેલા વિદ્વાનો–પ ડિતો–કવિઓ રાજદરબારમા એકઠા થયા હતા વાસ્તુપૂજન અને હોમહવન કરવામા ઉપાધ્યાયજીની ધમાલ ચાલી રહી હતી સૂર્યોદય પહેલાંજ મ ગલસ્નાન અટોપી દેવદ્વિજોને પ્રણિપાત કરી રાજા ઉદયનારાયણ પૂજનને માટે નિર્ણિત કરેલા સ્થાને આવ્યા હતા પૂજાવિધિ પૂર્ણ થતા બ્રાહ્મણોને ભક્તિ પૂર્ણ દક્ષણા અને વસ્ત્રાલકારો આપીને સ તોષવામાં આવ્યા. બપોરે સઘળી પ્રજાને મિષ્ટાન્ન ભોજન આપવાની ગોઠવણ થઇ

પૂજનપૂર્ણ થયા પછી બ્રાહ્મણોના આશીર્વાદ અને દેવતાઓને

તીર્થપ્રસાદ લઇ રાજા ઉદયનારાયણ પોતાના મહેલ તરફ નીકળ્યો એટલામા એક નોકર આગળ આવ્યો અને નમ્રતાથી પ્રણામ કરી બોલ્યો– " નામદાર ! એક મુસલમાન યૂવક આવ્યો છે, અને તે મહારાજા સાહેબને તુરત મળવાને માટે વિનતિ કરી રહ્યો છે ઘણુ કરી તે નવાબ સાહેબ તરફનો કોઇ કામદાર હશે એમ જણાય છે. "

" ભલે હુ મહેલના પાછળના ઉદ્યાનમા છુ ત્યા તેને મોકલી આપજે "

" બહુ સારૂ સાહેબ " કહી સલામ ભરી સીપાઇ ગયો

ઉદ્યાનના મધ્યભાગમા બનાવેલા સગેમરમરના સુદર ચોતરા ઉપર મૃદુ અને રેશમી ગાદલુ બિછાવી તે ઉપર રાજા ઉદયનારાયણ અર્ધ શયન સ્થિતિમા આરામ લેતા હતા જ્યા કુલ્યાણકુમારી મુસલમાની પોશાકથી ત્યા આવી અને નમ્રતાથી પ્રણામ કરી યોગીરાજે આપેલ ભૂર્જપત્ર તેણે રાજા પાસે મુકયુ રાજાએ તે વાચીને મસ્તકપર ચડાવ્યુ

ભૂર્જપત્રમા લખ્યુ હતું કે– ' આ ભૂર્જપત્ર લઇ આવનારી વેશધારી તરૂણી પોતાની હકીકત આપને ગુપ્ત રીતે નિવેદન કરશે તેની સઘળી હકીકત બરાબર સાભળી લઇ આપની મરજી અનુસાર ઠીક લાગે તેમ કરશો એ બાબતમા મારો કોઇ વિશેષ પ્રકારનો આગ્રહ નથી માત્ર તેની હકીક્ત સાભળવામા વિલબ કરશો નહિ એજ '

યોગાનદ સ્વામી.

રાજા ઉદયનારાયણ કુલ્યાણકુમારી તરફ જોઇ હસતા બોલ્યો– " બાળે ! તારો આ ગુપ્તવેશ બદલી નાખ અને ખુલ્લા દિલથી તારી બધી વાત કહે ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે સઘળી હકીકત સાભળવા હુ તૈયાર છુ "

કુલ્યાણકુમારીએ તુરત એક વૃક્ષ પાછળ જઇ મુસલમાની પોશાક ઉતારી મુકયો અને પોતાની સાડીનો છેડો સરખો કરી લઇ, મર્યાદાથી તે રાજા સામે આવી ઉભી રહી તેનુ અપ્રતિમ સૌદર્ય જોઇ બુઢ્ઢો રાજા પણ ચકિત થયો અને વાત્સલ્ય પ્રેમની નજરે તેના તરફ જોતા તે બોલ્યો–" બાળે ! તું કોઇ સાધારણ કન્યા નથી પણ કુલવાન છે તારી હાલની સ્થિતિ જોતા કોઇ મોટુ સકટ આવ્યુ હોય અને તેમા મારી તને મદદ જોઈતીહોય એમ હુ ધારૂ છુ તો ગભરા નહિ તારી સપૂર્ણ હકિકત મને કહે હુ બનતી મદદ જરૂર આપીશ "

રાજાએ આપેલ આશ્વાસનથી કુલ્યાણકુમારીને સતોષ થયો તેણે પોતાની તથા પોતાના વૃદ્ધ પિતાની સઘળી હકીકત કહી પછી તે બોલી–" નામવર ! મારા પિતાશ્રી આપના જેવાજ એક બ્રાહ્મણ જાગીરદાર છે મુસલમાનોના અત્યાચારથી તેમના પ્રાણ બચાવવાને મે આ સાહસ કર્યુ છે હવે અમને આશ્રય આપીને અમારૂ રક્ષણ કરવાને આપના વિના બીજો કોઇ શકિતવાન નથી તેથી અમો આપના આશ્રયે આવ્યા છીએ "

કુલ્યાણકુમારીનુ સાહસ અને તેની ચતુરાઈથી રાજાને આશ્ચર્ય થયું તો પણ નવાબના ગુનેહગારને આશ્રય આપવો એ કેટલુ જોખમવાળુ છે એ પણ વાત તેના ધ્યાનમા આવ્યા વિના રહી નહિ ઘણીવાર સુધી વિચાર કરીને રાજા ગભીર સ્વરે બોલ્યો–" કુલ્યાણી ! તે પિતૃભકિત અને સતાનધર્મને ઉચીત એવુ કાર્ય કર્યુ એમા શકા નથી પણ આવા અશાન્ત મામલામા તમને આશ્રય આપવો એ સહેલુ નથી ! નવાબની સત્તા આગળ અમારો ટકાવ થવો મુશ્કેલ છે ! તમને આશ્રય આપતા તમારી સાથે અમારો પણ નાશ થવાનો સભવ છે ! "

" નામદાર ! અમે બારવટીયા નથી નવાબ સાથે અમે દ્રોહ કર્યો નથી ! અત્યાચારોથી ડરીને પ્રાણ બચાવવા અમે નાસી

આવ્યા છીએ કાંઈ તેની સામા થયા નથી એટલે આ કાંઇ અમારો એવો મોટો અપરાધ નથી આપ જો ધ્યાનમા લઇ પરિશ્રમ લેશો તો નવાબ સાહેબ તરફથી અમને માફી મળશે ”

રાજા થોડીવાર વધારે વિચાર કરી બોલ્યો–“ ઠીક હાલ તો તુ ગુરૂદેવને આશ્રમે પાછી જા હુ આવતી કાલે વડનગર પાછો જનાર છુ. ત્યા તારા પિતાજી સાથે તું મને મળજે પછી વિચાર કરીને શુ કરવુ તે ઠરાવીશુ ”

“ ત્યા રાજમહેલમા મને કોણ પેસવા દે ? અને આપના સુધી શી રીતે પોચી શકાશે ? ”

રાજાએ પોતાના હાથમાની નામવાળી વીંટી કાઢીને કલ્યાણકુમારીના હાથમા આપી તે બોલ્યો–“ આ મારી વીંટી બતાવવાથી તને કોઇએ અટકાવશે નહિ

કલ્યાણકુમારી તે વીંટી લઇને પ્રણામ કરતી દીનસ્વરે બોલી–“ નામદાર ! અમો જમીનદાર–જાગીરદાર છતા આવા વિષમ વખતે અસહાય દીન બનીને આપના ચરણો પાસે આશ્રય માગીએ છીએ, એ વાતનો દયાળુ અંતઃકરણથી વિચાર થાય એટલી જ મારી પ્રાર્થના છે ”

કલ્યાણકુમારીથી આગળ બોલાયુ નહિ અશ્રુપૂર્ણ નેત્રવડે રાજાની રજા લઇ ત્યાથી નીકળી અને ફરી યવનવેશ પહેરીને તે યોગીરાજના આશ્રમ તરફ રવાના થઇ

કલ્યાણકુમારીનો દયામણો ચહેરો જોઇ રાજા ઉદયનારાયણનુ અંતઃકરણ ઉદ્વિગ્ન થયુ તે એકલો ઘણીવાર સુધી ત્યાજ વિચાર કરતો બેઠો હતો જ્યારે ભોજનનો થાળ પીરસાયાની વરધી આવી ત્યારે તે ત્યાથી ઉઠયો અને મહેલમા ગયો કલ્યાણકુમારીની હકીકત સાંભળીને રાજા ઉદયનારાયણનુ મન જે ખિન્ન અને વિચારમગ્ન બન્યું હતું તે સંધ્યાકાળના દીપોત્સવથી કે નાચગાન આદિ મનોરંજક વિષયોથી પાછુ ઉલ્લાસ યુકત બન્યું નહિ ?

કલ્યાણકુમારીએ જંગલમાના પુરાતન મંદિરમા આવી, બનેલી બીના યોગીરાજને કહી અને રાજાની વીંટી પણ બતાવી

યોગીરાજ આનંદથી બોલ્યો-"હવે તમારે ચિંતાનુ કારણ રહ્યુ નથી રાજા ઉદયનારાયણ તમને આશ્રય આપશે અને નવાબ તરફથી માફી પણ અપાવશે "

ગોપીકૃષ્ણરાય સઘળી હકીકત સાભળી દિલગીર થતા બોલ્યા-" બીજાના આશ્રય નીચે અને તેનીજ કૃપા ઉપર અવલ બીને જીવવુ એ કેટલુ બધુ શરમ ભરેલુ છે ? "

યોગીરાજ બોલ્યા-" રાયજી ! યવનોના કોરડાઓ સહન કરી તેમની જેલમા દિવસો કાઢવા કરતા આપણાજ જાતિધર્મના -અને આપણા સરખાજ દરજ્જાના રાજાના આશ્રયે રહેવુ એ શુ સારૂ નથી ? "

" પરમાત્માના મનમા હજુ અમારા માથે શુ શુ ગુજારવી છે તેની કોને ખબર ? "

" નહિ. નહિ નામવર ! તમારા સરખા ડાહ્યાઓએ પોતાના કર્મોનુ ફળ ભોગવતા પ્રભુને દોષ આપવો એ યોગ્ય નથી ! " યોગીવરે કહ્યુ

" પણ કરતા કારવતા અને બુદ્ધિદાતા તો પ્રભુજ છે ને ? તે જેવી અમને બુદ્ધી આપશે, અમારા હાથથી જેવા કર્મો કરાવશે, તેવાજ થશે ? તો પછી તેની જવાબદારી અમારાપર શામાટે ? "

" એ તમારી મોટી સમજ ફેર છે **પરમાત્મા કાર્ય કારણથી પર છે.** તે પોતે કાઇ કરતા નથી, અથવા બીજા પાસે કાઈ કરાવતા નથી. એ બધી માયાની રમત છે ? સંસારી માણસો માયામાં મશગુલ બની જે કર્મો કરે છે, તેના ફળો તેમને જન્મો-જન્મ ભોગવવા પડે છે તેમા ઈશ્વરનો શુ સંબંધ ? આ ભીતિપ્રદ માયા બંધનમાથી મુક્ત થવા માટેજ પ્રભુનુ ધ્યાન અને ભજન પૂજન કરવાનુ હોય છે "

આ વિષય ઉપર વધારે વખત ચર્ચા ચાલ્યા પછી ગોપી-કૃષ્ણુરાયના મનનુ સમાધાન થયુ યોગીરાજ અને પોતાના પિતાશ્રી વચ્ચે ચાલેલ ધર્મવાદ સાભળી કુલ્યાણુકુમારીનુ મન એટલુ બધુ તલ્લીન થયું કે આખી રાત્રી એજ વિચાર તેના મનમા રમતા હોવાથી શાન્ત નિદ્રા તેને આવી નહિ

અરૂણોદય વખતે યોગીરાજ નજીકની પુષ્કરણી ઉપરથી સ્નાન કરી આવ્યા ત્યારે કુલ્યાણુકુમારી એકદમ ઉઠીને નમ્રતાથી પ્રણુામ કરી બોલી—" ગુરૂદેવ ! મને જ્ઞાન અને યોગનો ઉપદેશ આપી કૃતાર્થ કરશો અને આપની સેવામા મને રાખવા કૃપા કરશો કેમકે મને આ જગતના સુખ દુખનો ક ટાળો આવ્યો છે ! "

યોગીરાજ હસીને બોલ્યા—" બાળે ! તને આ જ્ઞાનમાર્ગે જોડાવાને અવકાશ છે જગતમા હજુ તારૂ કેટલુક કર્તવ્ય બાકી રહ્યુ છે તે પુરૂ થયા પછી હુ તને એક વખત મળીશ અને તે વખતે તને યોગ્ય રસ્તો બતાવીશ "

કુલ્યાણુકુમારી હવે લાચાર થઇ તે ઉઠીને નિત્યકર્મો આટોપવા લાગી યોગીરાજે આણેલ વનસ્પતિની દવા તૈયાર કરીને તેણે પોતાના પિતાને આપી જ ગલમાથી ક દમૂળ આણીને તે બાફીને–સઘળાની જમવાની તૈયારી કરી આવી રીતે તે દિવસ પિતાપુત્રીએ જ ગલમાના એકાન્ત મ દિરમા યોગાન દ સ્વામીની પાસે શાન્તતાથી વ્યતિત કર્યો.

બીજે દિવસે સવારે યોગાન દ સ્વામીની આશીર્વાદ પૂર્ણ રજા લઇ પોતાના પિતા સાથે કુલ્યાણુકુમારી પોતાના નૈસર્ગિક સ્ત્રી વેશે જ ગલમાથી નીકળી વડનગર તરફ રવાના થઇ બે દિવસની સ પૂર્ણ વિશ્રાતિથી અને યોગીરાજની દવા દારૂથી ગોપીકૃષ્ણુરાયની તબીઅત કાઇક સુધરી, અને ધીરેધીરે પ્રવાસ કરવાની તેમના શરીરમા તાકાદ પણ આવી



## પરિચ્છેદ તેરમો

### આશરો

વખાણે સુજન કે નિંદે થાય સુખ દુખ તો પણ શું ?
મળે પૈસો ઘણો અથવા સમૂળો જાય તો પણ શું ?
કાળ કદિ આજ થાયે કે વધે આયુષ તો પણ શું ?
ન્યાયનો પંથ ના મૂકે સુજન વ્રત તીક્ષ્ણ છે એવુ–
કરે શરણાગતો કેક સુરક્ષણ સ્વાર્થ ત્યાગીને,
અમર નામો ઇતીહાસે એમના માન્ય સહુને—

મુરશિદ કુલીખાને રાજવ્યવસ્થા અને વસુલાતની સગવડતા માટે બંગાલના તેર પ્રગણા કર્યાં હતા તેમાં રાજશાહી પ્રગણુ સઘળામા મોટુ, અને વધારે વસ્તીવાળુ હતુ હાલનો મુરશીદાબાદ જીલ્લો, વીરભૂમ જીલ્લો અને સાંતાળ પ્રગણુ એમાનો ઘણો ખરો ભાગ તે વખતે રાજશાહી પ્રગણામા ગણાતો હતો આ પ્રગણુ પદ્મા નદીના બન્ને કાઠે ઘણુ લંબાઈમા પ્રસરેલુ હતુ આ સમૃદ્ધ અને વિશાળ પ્રદેશનો જાગીરદાર રાજા ઉદયનારાયણ હતો

તે શાંડિલ્યગોત્રી બ્રાહ્મણ હતો તેની પત્નિ શ્રીમતી દેવી, એ ગુણાકરના ભારદ્વાજગોત્રી બ્રાહ્મણ જાગીરદાર ઘનશ્યામરાયની કન્યા થતી હતી ઉદયનારાયણની ઉમર આ વખતે ૪૦ વર્ષની હતી તેને એક પુત્ર અને બે કન્યા હતી રાજપુત્ર સાહેબરામની ઉમર વીસ એકવીસ વર્ષની હતી તેની બન્ને બહેનો તેનાથી નહાની હતી

રાજા ઉદયનારાયણની રાજધાનીનુ શહેર વડનગર ગંગાના પશ્ચિમ કિનારા ઉપર વસેલુ હતુ આ વખતે અહીં વેપારની

બહુ ઉથલ પાથલ થતી હતી બહુ દૂરના વેપારીઓ આ શહેરમા આવીને વેપાર રોજગાર ચલાવતા ગગાકિનારે મજબૂત કિલ્લો હોઇને તેમા મોટો વિશાળ અને સુદર રાજમહેલ હતો

ઉદયગ્રામથી પાછા આવ્યા બાદ બપોરે ભોજન આટોપીને રાજા પોતાના મહેલમા એકલાજ પલગ ઉપર વિચાર કરતા પડયા હતા થોડીવારે રાણી શ્રીમતિદેવી મહેલમા આવ્યા પણ રાજા વિચારમગ્ન હતા તેથી રાણી તરફ તેનુ ધ્યાન ગયુ નહિ એટલે રાણીએ નમ્રતાથી પુછ્યુ— " આટલો ઉંડો વિચાર શુ ચાલી રહ્યો છે ? તાબુલ બનાવી મુકેલ છે તેમાના એકનો પણ ઉપયોગ થયો જણાતો નથી ! એટલુજ નહિ પણ હુ આવીને ઉભી રહી છુ તે પણ ધ્યાનમા આવ્યુ નહિ ! એટલો બધો તે શુ ઉડો વિચાર આવી પડયો છે ? "

રાજા ઉદયનારાયણે ત્રાસી નજરે રાણી તરફ જોઇ પલગમા ઉઠી બેસતા સ્મીત કરી કહ્યુ—" હા ! વિચાર તો તેવોજ ગહન છે ! "

રાણી પલગ પાસે આવીને પ્રેમ પરીપૂર્ણ દૃષ્ટીવડે બોલી— " રાજકારણમાનો તેવો કોઇ ઉંડો—ગહન વિચાર હોય, તો તેમા મને અજ્ઞાન અબલાને શુ ખબર પડવાની ? "

" ખરેજ આ રાજનીતિમાનો બહુ કઠિણ પ્રશ્ન છે "

" ત્યારે એ અહીં અતર્મહેલમા શામાટે ? રાજસભામા તેનો વિચાર થાય તો વૃદ્ધ પ્રધાનજી અને ડાહ્યા મુસ્સદ્દિયોની તેમા કાઇક સલાહતો મળે ! "

" પણ તે એવો ખુલ્લી ચર્ચાનો નથી તેનો ઉહાપોહ પ્રથમ એકાન્તમા અને અતપુરમાજ થવો વાસ્તવિક છે "

" ત્યારે કહો તો ખરા એવો કયો કઠીણ સવાલ આવી પડયો છે તે ! "

" ગઈ કાલે ઉદયગ્રામે પ્રાસાદના પાછલા ઉપવનમા બેઠો

હતો. ત્યા એક યુવતિ મારી પાસે આવી અને દીનતાપૂર્વક કરૂણા-જનકરીતે મારો આશ્રય માગવા લાગી ”

રાણીએ ચકિત થતા પૂછ્યુ— “ કોણ એ ? અને બિચારી ઉપર એવુ શુ સકટ આવી પડ્યુ હતુ ? ”

“ તે ગોષ્ટવિહારના રાજા ગોપીકૃષ્ણરાયની કન્યા કલ્યાણ-કુમારી. તેના પિતાને ખડણીની બાકી માટે નવાબના અધિકારીઓએ કેદમા રાખીને તેને અતિશય હેરાન કરવા માડયા, કલ્યાણકુમારીએ હિંમતથી અને ચતુરાઇથી પોતાના પિતાને ગુપ્તરીતે બધનથી મુક્ત કરી તેને લઇ તે નાસી આવી છે પણ હવે નવાબના માણસોથી પકડાઇ જતા ફાસી જવુ પડશે એ ભીતિથી તે મારે શરણે આવીને આશ્રય માગે છે ”

“ ત્યારે તેમા એટલો બધો વિચાર શુ આવી પડયો છે ? શરણાગતને આશ્રય આપવો એતો ગૃહસ્થ ધર્મ જ છે તેમાએ વળી ગોપીકૃષ્ણરાય જાતે બ્રાહ્મણ અને આપના જોડના જાગીરદાર ! તેથી તેમને તો અવશ્ય આશ્રય આપવો જ જોઇએ ”

“ એ નીતિશાસ્ત્ર મારે પણ કબૂલ છે પરતુ તે બાબત તેવી સહેલી નથી એજ સવાલ છે ! નવાબ જેવા બળવાન પ્રતિ-સ્પર્ધિ સાથે વૈર બાધવાનુ છે એનો વિચાર શુ કાઇ ન કરવો જોઇએ ? ”

“ એ વિચાર પ્રધાન મડળની સલાહથી ઠરાવવો. તેમા હુ શુ કહી શકુ ? પણ **શરણાગતનું રક્ષણ કરવું—પ્રાણાન્તે પણ રક્ષણ કરવું—એજ આર્યધર્મની મુખ્ય આજ્ઞા છે એમ હુ માનુ છુ.** ”

“ મારી પણ તેવીજ માન્યતા છે. અને તેના માટે અનુકુલ વિચાર કરવા સારૂજ આજે સધ્યાકાળે પ્રધાન મડળની ખાનગી સભા મે બોલાવી છે. જે કરવાનુ તે સઘળાની સમતિથી થાય તોજ સારૂ ”

રાજાનો નિશ્ચય સાભળી રાણી શ્રીમતિદેવીને સતોષ થયો તે પછી થોડીવાર દાપત્યપ્રેમની કેટલીક વાતો થયા પછી બન્ને પોતપોતાના નિયત કામે ચાલતા થયા

સધ્યાકાળે ખાનગી દરબાર મહાલયમા રાજાજ્ઞાનુસાર સેનાપતિ ગુલાબમહમદ, બીજા સેનાધ્યક્ષ કાલીયાજમાદાર, વિનોદલાલ, પડિત પૂર્ણાનદ, તર્કરત્ન અને યુવરાજ સાહેબરામ એકઠા થયા નિયમીત વખતે રાજા ઉદયનારાયણ આવી દાખલ થતા સભાના કામની શરૂઆત થઇ

પ્રથમ રાજાએ ગોષ્ટવિહારના રાજા ગોપીકૃષ્ણરાય અને તેની પુત્રી કલ્યાણકુમારીના વિશેની સઘળી હકીકત ટુકામા કહ્યા બાદ તે બોલ્યા— " બન્ને પિતાપુત્રી મારો આશ્રય માગે છે આવા મામલામા તેમને આશ્રય આપવો કે નહિ એ વિચાર કરવા માટે તમને સઘળાને બોલાવ્યા છે, તો તેમની બન્નેની સ્થિતિ, આપણી શક્તિ, નવાબની સત્તા, અને નીતિની દૃષ્ટીએ કર્તવ્ય આદિ બાબતોનો વિચાર કરીને પ્રત્યેકે પોતપોતાનો સ્પષ્ટ મત આપવો પછી સઘળાના વિચારથી યોગ્ય ઠરશે તેમ કરીશુ "

રાજાનુ બોલવુ સાભળીને બધુ મડળ ઘણીવાર સુધી વિચાર કરીને સ્તબ્ધ રહ્યુ પછી તર્કરત્ન બોલ્યો–' મહારાજા સાહેબ ! શરણાગતનુ રક્ષણ કરવુ એ તો સનાતન ધર્મજ છે પણ સાધ્યઅસાધ્યનો વિચાર બરાબર કરવો જોઇએ શરણાગતને આશ્રય આપવા જતા પોતાની સલામતીને અડચણ " ન " પહોચે તો અવશ્ય આશ્રય આપવો પરતુ તેમા જો પોતાનેજ સકટમા સપડાવાનો વખત આવે તો તે રસ્તે ન જવુ એજ ઉત્તમ ! "

" પડિતજી ! આશ્રય માગનાર વ્યક્તિઓએ સાધ્યાસાધ્યનો વિચાર પ્રથમજ કરેલો હોય છે સપત્તિવાન, સૈન્યથી યુક્ત, સમૃદ્ધિવાન, અને વિશાલ રાજના અધિપતિ મહારાજા ઉદયનારાયણના આશ્રયની પ્રાર્થના કાઇ તેમણે અવિચારથી કરેલી નથી " યુવરાજે કહ્યુ

યુવરાજનુ કહેવુ સાભળી રાજાને આનદ થયો તેણે સાભિમાન અને સપ્રેમ દષ્ટીથી તેના તરફ જોયુ

પડિત તર્કરત્ને કહ્યુ–"યુવરાજ! આપનુ કહેવુ યથાર્થ છે પણ મને એમ જણાય છે કે ગોષ્ટવિહારના રાજા અને રાજકન્યા એ નવાબના ગુન્હેગાર હોવાથી, તેમને ઉઘાડી રીતે આશ્રય આપીને નવાબનુ માથે વૈર લેવુ એ યોગ્ય નથી! નવાબની અસખ્ય સત્તાનો વિચાર કરતા, એ બળીયા સાથે બાથ હોવાથી ન્યાય સમત નથી!"

"પડિતજી! આપનુ આ સ્વાર્થપરાયણ ન્યાયશાસ્ત્ર ઉદાર અને દયાવાન મહારાજાને જરૂર પસદ પડશે નહિ! ઐશ્વર્ય, સપત્તિ, હાથી–ઘોડા, કિલ્લા, રાજમહેલો, ફોજ, શૂરા યોદ્ધાઓ એ સઘળુ શુ કેવળ શોભા માટેજ? અત્યાચારથી જર્જરીત થએલી સન્માન્ય વ્યક્તિનો પણ જો પરામર્શ કરી શકાય નહિ, તો પછી આટલા મોટા આડબરનો ઉપયોગ પણ શુ?"

સાહેબરામનુ ઉપરોક્ત બોલવુ સાભળી તેને નેત્ર સકેતથી શાન્ત રહેવા સુચવતો રાજા બોલ્યો–' સેનાપતિ! તમે રાજના મુખ્ય આધાર! તમારી હિંમત ઉપર અમારો સઘળો દોર! તેથી તમારોજ અભિપ્રાય વધારે મુદ્દાનો છે તો આ બાબતમા તમારો શુ અભિપ્રાય છે?"

ગુલાબમહમદ બોલ્યો–"સરકાર! હુકમનો ગુલામ તાબેદાર છે! નવાબ મારી જાતના હોય, તોપણ તેની સાથે મારે કાઇ સબધ નથી આ દેહ હજુરના અન્નથીજ વધ્યો છે અને તે સરકારની સેવામાજ સમર્પણ થવો જોઇએ વિધર્મી છુ માટે તાબેદાર ઉપર અવિશ્વાસ આણવા કારણ નથી આ નિમકહલાલ સેવક માત્ર અન્નદાતાની આજ્ઞાનેજ સમજે છે ધર્મ–નીતિ–જાતિ કાઇ જાણતો નથી તોપણ દીન અનાથનુ રક્ષણ કરવુ એ શક્તિવાનની ફરજ છે એટલુ તો જાણુ છુ"

વિનોદલાલ પ્રધાન બોલ્યો–"શરણાગતનુ રક્ષણ કરવું એ અવશ્ય છે તોપણ **સમયનો વિચાર કરીને કર્તવ્યની દિશા નિશ્ચત કરવી જોઇએ.** ગોપ્રવિહારના રાજા અને રાજકન્યાને આશ્રય આપવોજ જોઇએ પણ ખુલ્લી રીતે નવાબ સાથે વિરોધ ન થાય એવી ગુપ્ત તજવીજ કરવી જોઇએ પછી યોગ્ય સમય જોઇને નવાબ તરફથી તેમને માફી મળે તેવી ગોઠવણ કરવી બનતા સુધી લડાઇ ન જાગે તેમ કરવુ છતા વખત આવે તો તેની પણ તૈયારી રાખવી. પછી પરિણામ ગમે તે આવે"

"સરકાર! પ્રધાનજીનો અભિપ્રાય મને પણ પસદ છે. શરણાગતનુ રક્ષણ તો કરવુજ જોઇએ પણ તે કોઇ ન જાણે તેમ. છતા પછી લડાઇનો વખત આવે તોપણ અમારી ના નથી અમે તૈયારજ છીએ." કાલીયા જમાદારે કહ્યુ

"શરણાગતનુ રક્ષણ કરવામા મારી પણ ના નથી પણ તે વિચારીને કરવુ તેમને આશ્રય આપવો પૈસાની મદદ કરવી તમની ખડણીની બાકી ફાવે તો બધી ખજાનામાથી આપવી શિવાય તેની ગુન્હેગારી માટે દડ ભરવો પડે તો ભરવો. અને હર પ્રયત્ને નવાબની તેમના પર કૃપા થાય, તેમ કરવુ પણ લડાઇનો પ્રસગજ ટાળવો, કેમકે તેમા જશ મળી શકે નહિ." પડિત તર્કરત્ને કહ્યુ

આવી રીતે ચર્ચા ચાલીને છેવટે એમ ઠર્યું કે ગોપીકૃષ્ણરાય અને તેની કન્યા કલ્યાણકુમારીને આશ્રય આપવો પણ તેમને હાલમા ઉદયગ્રામના રાજમહેલમા રાખવા અને વિનોદલાલ પ્રધાને મુરશીદાબાદ જઈ તેમની ખડણીની બાકી ચુકાવી દઇ, બીજો પણ કાઇ નજરાનો આપવો પડે તે આપીને નવાબ તરફથી તેમને માફી અપાવવા ગોઠવણ કરવી. આટલુ છતા પણ

જો અવળુ ઘટનાચક્ર ફરે તો સેનાપતિએ લડાઇની તૈયારીમા રહેવુ આવીરીતે નિશ્ચય થઇને દરબાર બરખાસ્ત થયો

* * * *

* * * *

સંધ્યાકાળે ગોપીકૃષ્ણરાય અને કલ્યાણકુમારી વડનગર આવી પહોચ્યા રાજાની વીંટી બતાવવા સાથે મહેલમા દાખલ થવામા વિલબ થયો નહિ રાજા–રાણી, રાજપુત્ર અને રાજકન્યા એમણે તેમનુ સ્વાગત કર્યું તેમની દીન દશા જોઇને સઘળાને બહુ દુ ખ થયું રાજા અને યુવરાજે તેમને અભય પૂર્વક આશ્વાસન આપ્યુ પછી ઉદયગ્રામના રાજમહેલમા તેમની રહેવાની વ્યવસ્થા કરવામા આવી છે એવુ તેમને જણાવવામા આવ્યુ રાજાના ઉદારપણા માટે પિતાપુત્રીએ અત્યત આભાર માન્યો. પછી સઘળા સાથે ભોજન આટોપ્યાબાદ પિતાપુત્રી વિશ્રાંતિ માટે નિયત કરેલા સ્થળે ગયા

ગોપીકૃષ્ણરાયની તબીયત ક્ષીણ હતીજ તેમા પ્રવાસથી તે વધારેજ લથડી જેથી આખી રાત્રી તેમને નિંદ્રા આવી નહિ અર્થાત્ પિતાની શુશ્રૂષા કરવામાજ કલ્યાણકુમારીએ પણ જાગીને રાત કાઢી ! બીજે દિવસે મળસકે પિતાપુત્રીની ગુપ્તરીતે ઉદયગ્રામે રવાનગી કરવામા આવી.

પહેલા રાજદૂત મોકલીને ઉદયગ્રામે રાજમહેલમા રહેવાની બધી સોઇ કરેલી હતી તેથી કાઇ અડચણ આવી નહિ તો પણ બન્નેના અત.કરણમા શાન્તિ ન હોવાથી બહારના ઉપચારોથી સમાધાન થવુ શક્ય ન હતું

દરબારમા નિશ્ચય થયા પ્રમાણે વિનોદલાલ પ્રધાન થોડા દિવસ પછી સાથે તિજોરી અને બદોબસ્તના સિપાઇ લઇને સુરશીદાબાદ રવાના થયો.



## પરિચ્છેદ ચોદમો.

### વહેમનુ ભૂત !

પુરૂષ સ્ત્રી બે સર્જ્યા પ્રભુએ એક અધિકાર આપિને,
ભાગ્ય હિણુ ભારતે વરતે સૌ રિતી એ ઉથાપીને–

ચારકે પાચ દસ બૈરિ કરે નર તો નહી ખોટૂ,
તાત ભ્રાતા ગણી દષ્ટી કરે તો બૈરિ એ ખોટૂ !

પર સ્ત્રી પ્રીત જોતાએ નારિથી ના કહેવાયે,
પરતુ પુરૂષથી જૂદો વ્હેમ પણ ના સહેવાયે–

કલ્યાણકુમારી પોતાના પિતા સાથે ગગાકિનારાના જગલમા ઉતર્યા પછી તેમની નૌકા ગોષ્ટવિહાર તરફ ઝપાટાથી નીકળી પરતુ થોડીજવારમા તેની પૂઠે પડેલ નવાબના મછવાએ તેને પકડી લીધી. અને પોતે સફળ થયેલા માની એ યવન કામગારો એ નૌકામાં ઠેકી પડયા પણ તેમનો એ આનદ વધારે વાર ટકયો નહિ. કેમકે નૌકામા ચાર ખલાસીઓ વિના કોઇ ન હતું ! જેથી તે ચકિત થયા

યવન કામગાર અતિશય ખીજવાઇને તે ખલાસીઓને કહેવા લાગ્યો– " ગોષ્ટવિહારનો રાજા અને તેનો મદદગાર કયા છે ? "

" અમને શુ ખબર ? અમારા મહારાજા તો મુરશીદાબાદ નવાબ સાહેબની કેદમા છે "

" તમે આટલી ઉતાવળથી કયા ચાલ્યા ? "

" અમારા મહારાજાને છોડાવવા ગોષ્ટવિહારથી રકમ લઇ આવવાની છે તે લઇ આવવા વકિલ સાહેબે કહ્યાથી અમે ગોષ્ટ-વિહાર જઇએ છીએ "

" ઓ કાફ્ર ! તમે લુચ્ચા છો ગોષ્ટવિહારના રાજાને તેના એક જવાનીયા મદદગારે જેલમાથી નસાડયો, અને તે બન્નેને તમે લઇ જતા હતા અમને જોઇને જરૂર તમે તેમને ક્યાઇ પણ ઉતાર્યા છે એ ચોક્કસ ! બોલો. ખરૂ બોલો ક્યા ઉતાર્યા ? નહિ તો જાન ગુમાવશો "

" આપ શુ કહો છો તે અમે કાઇજ સમજી શકતા નથી ! "

" એમ કે ? ત્યરે ચાલો પાછા મુરશીદાબાદ- મહમદ રેઝખાન સાહેબ પાસે તમને રજુ કરવા પડશે બદમાશો ! "

યવન કામગારોએ એ બિચારા ખલાસીઓને મુશ્કેટાટ કરીને પોતાના મછવાપર આણ્યા અને તે નૌકા મછવા પછવાડે બાધીને મછવો મુરશીદાબાદ તરફ હકાર્યો તે બીજે દિવસે સવારે મુરશીદાબાદ પહોચ્યા એટલે ખલાસીએને જેલના દરોગા પાસે રજુ કરવામા આવ્યા અને બનેલ સઘળી બિના યવન કામગારે દરોગાને કહી

જેલના દરોગાના હોશ ઉડીગયા ! મહમદ રેઝાખાન પોતાને કોણ જાણે શુ શીક્ષા કરશે ? એમ તેને ભીતિ લાગી પરતુ એ વાત વધારે વખત ગુપ્ત રાખવી એ વ્યાજબી નથી એમ ધારીને તેણે મહમદ રેઝાખાનને મળીને બધી હકીકત કહી તે સાભળી રેઝાખાનને બહુ આશ્ચર્ય થયુ તે સાથે ચીડાયો પણ તેવોજ ! દરોગાને ન કહેવાના શબ્દો તેણે કહ્યા પછી બન્નેએ જઇને ગોષ્ટવિહારના રાજમહેલની ઝડતી લીધી પણ ત્યા વહેમ પડે તેવુ કાઇ જોવામા આવ્યુ નહિ ત્યા કાયમના નોકર અને વકિલ જે રહેતા તેજ હતા પણ તેમનાથી કાઇ ખબર મળ્યા નહિ પછી તેમણે રાત્રીના ગાડીવાળાનો તપાસ કરાવી તેને બોલાવી પુછ્યુ– ' પોતે ગગાકિનારે બન્નેને પહોચાડી આવ્યો. ' એ શિવાય તેણે બીજી કાઇ વધારે માહેતી આપી નહિ.

આખરે રેઝાખાન જેલના દરોગાસાથે નવાબ સાહેબ પાસે ગયો. દરોગાએ બધી હકીકત જાહેર કરી જે સાભળીને નવાબ સાહેબ પણ ચકિત થયા "હજુરે આવો પરવાનો કોઇને આપ્યો હતો કે ?" આમ રેઝાખાને વિનયથી પુછ્યુ એટલે નવાબ મુરશીદ કુલીખાને કેટલીક વાર સુધી વિચાર કરીને દિલગીર થતા કહ્યુ–"હા મે મારી નેપ્રીસાને એક એવો પરવાનો આપ્યો હતો ખરો પણ તે એ યૂવાનના હાથમા શીરીતે ગયો હશે ?તેની દાસીઓમાથી કોઇએ ચોરીને કોણ જાણે તે એ યૂવાનને આપી દીધો હશે કે શુ ?"

"તેનોજ પહેલા તપાસ કરવો જોઇએ અને પછી તે ઉપરથી ગોષ્ટવિહારના રાજાનો શોધ કરી તેને પકડી લાવવો જોઇએ"

બન્નેએ નવાબની રજા લીધા પછી દરોગો પોતાના કામે ચાલ્યો ગયો અને મહમદ રેઝાખાન બેગમના મહેલ તરફ ગયો. તેના મનમા ઘણા તર્ક વિતર્ક થવા લાગ્યા નવાબના પરવાના સરખો કિંમતી કાગળ દાસીઓના હાથમા સહજ જાય એવી રીતે અવ્યવસ્થિત પડવા દે તેવી નેપ્રીસા ઘેલી નથી એવી તેના મનની ખાત્રી હતી તેથી એ પરવાનો તેણેજ કોઇને આપ્યો હશે એમ તેણે ધાર્યુ ગોષ્ટવિહારનુ નામ પણ કોઇ દિવસ સાભળ્યુ નહિ હોય, અર્થાત્ ગોપીકૃષ્ણરાયના સબધે તેને લાગણી થાય, અને તેનો છુટકારો કરવાને તે કોઇને પરવાનો આપે એ શકયજ નથી ! ત્યારે એ પરવાનો તેણે બીજા કોઇને શા ઉદ્દેશથી આપ્યો હોય ? આવા અનેક વિચારો કરતા કરતા આખરે નેફ્રિસા બેગમના પાતિવ્રત્ય ધર્મ માટે રેઝાખાનના પ્રક્ષુબ્ધ અતકરણમા પાકી શકાઓ ઉદ્ભવવા લાગી

કલ્યાણકુમારીનો ઉપદેશ નેપ્રીસાના અતકરણમા સપૂર્ણ રીતે દઢ થવાથી તે પોતાના પતિની ભક્તિમા તલ્લિન રહેતી. આજે પોતાના પતિના દર્શન થશે એવી તેના મનમા કલ્પનાએ

નહિ હતી છતા રેઝાખાનની સવારી મહેલમા પધારવાની ઓચિંતી વરધી સાભળતા તે તુરત મહેલમા આવી અને તેણે પ્રેમપૂર્વક પતિનુ સ્વાગત કર્યું પતિના દર્શનથી તેના ચહેરાપર આનદ છવાયો

પોતાની પત્ની હમેશની માફક બે પરવાઇથી આજે નહિ વરતતા વધારે નમનતાઇ અને પ્રેમ બતાવે છે એ જોઇને રેઝાખાનના મનમા ઉદ્દભવેલી કુશકા વધારે દૃઢ થઇ તો પણ પોતાના ચહેરા ઉપર તેવો કાંઈ ભાવ નહિ બતાવતા રેઝાખાને પોતાની પ્રીયાનો હાથ પકડીને તેને પોતા પાસે બેસાડી અને આલિંગન આપી એક ચુબન પણ લીધુ !

આ અણધાર્યો પ્રેમ–પ્રકાર જોઇ નેપ્રીસાનુ અતકરણ આનદથી ઉભરાઇ આવ્યુ અને કલ્યાણકુમારીના ઉપદેશનુ ફળ આટલુ વહેલુ આવ્યુ તે માટે તેણે મનમા ને મનમા કલ્યાણકુમારીને લાખો ધન્યવાદ આપ્યા

પ્રથમ સરલતાથી કેટલાક કુશલ પ્રશ્ન થયા પછી રેઝાખાને નવાબ સાહેબના પરવાના સબધે પુછ્યુ તે સાભળતા વાર નેપ્રીસા બેગમ એકદમ ચમકી અને તેથી રેઝાખાનના વહેમને વધારેજ પુષ્ટી મળી,

રેઝાખાને નેપ્રીસાને એકદમ દૂર ધકેલતા ક્રોધ કરી કહ્યુ– ‘ નેપ્રીસા ! એ પરવાનો છે કયા ? અત્યારે ને અત્યારે મારી પાસે લાવી રજુ કર ”

નેપ્રીસા નમ્રતાથી બોલી– “ નામદાર ! તે મે મારી એક હિન્દુ સહીયર છે તેને આપ્યો છે તે સાજ સુધી લાવીને આપની પાસે રજુ કરીશ ”

“ તે તારી દિલોજાન સહીયરનુ નામ–ઠામ–ઠેકાણુ કહે જોઉ ! એટલે હુ હમણાજ તેને અહીં બોલાવી મગાવુ ”

“ તેણે મને પોતાનુ નામ ગામ કહ્યુ નથી. અને મે પણ

તેને પુછ્યુ નથી પણ તે પરવાનાની અત્યારેજ આપને એટલી બધી શી જરૂર છે તે કહો ને ! ”

“ વાહ ! આ તો મ્હોટુ જ કૌતક ! જબરૂ આશ્ચર્ય ! જેના નામની પણ તને ખબર નથી તેની સાથે આટલો ગાઢો પરિચય–સ્નેહ બધાયો શી રીતે ? તેની સાથે તારી પિછાન કયાથી થઇ ? ”

“ ફૂલવાળીની મારફતે મારી તેની સાથે ઓળખાણ થઇ તેનો સુશીલ સ્વભાવ અને શુદ્ધ અતકરણ જોઇ મારો તેનાપર વિશ્વાસ બેઠો અને જ્યારે તેની મરજી ચાહે ત્યારે તે વગર હરકતે મારા મહેલમા આવી શકે એટલા માટે તે પરવાનો મે તેને આપી મુકયો છે ’ નિખાલસ અતકરણથી નેફીસાએ ખુલાસો કર્યો

રેઝાખાન અતીશય ખીજવાઇને બોલ્યો– “ ઓ દુષ્ટા ! તુ પણ તદ્દન જુઠ્ઠી ! ખોટી બનાવટી હકીકત ગોઠવીને મને કહીને શુ ફસાવવા માગે છે ? પણ હુ એવા ગુલાબી ગલદાથી કે ખોટી ખુશામતથી ઠગાઉં તેવો નથી, એ ચોક્કસ જાણજે પરવાનો કોને અને શામાટે આપ્યો છે એ મને ખરેખરૂ કહેવુ પડશે ”

નેફીસા હાથ જોડીને બોલી– “ ખાવિંદ ! આ દાસી ઉપર વગર કારણે ક્રોધ શામાટે કરો છો ? મે કહેલી વાતમા એકે અક્ષર જુઠો નથી એક કલાકની અદર તે પરવાનો મગાવીને આપને સુપ્રત કરૂ પછી તો થયુને ? ”

“ એકલો પરવાનો લઇને મારે શુ કરવુ છે ? એ તે કોને આપ્યો છે તે મારે જાણવુ જોઇએ સબૂર તારૂ જુઠાણુ હમણાજ તને ખુલ્લુ કરી બતાવુ ”

રેઝાખાને એક સિપાઇને બોલાવી ફૂલવાળીને તુરત પકડી લાવવા હુકમ કર્યો સિપાઇના જવા પછી રેઝાખાન અસ્થિર અને ક્રોધાવેશમા વિચાર કરતો મહેલમા આટા મારવા લાગ્યો

આનુ શું પરિણામ આવશે તે વિષે બિચારી નેફીસાને કાંઈજ અટકળ આવતી ન હતી તે બહુજ ડરીને નીચુ જોતી એક ખુણામા ઉભી હતી.

થોડીવારે ફૂલવાળી મહેલમા આવી પણ રેઝાખાનને જોઈને તે અટકી અને બે ડગલા પાછી હઠી

નેફીસાએ તેને ધીરેથી કહ્યું– " ફૂલવાળી ! પેલો પરવાનો હમણાજ લઈ આવ જોઉં ! ખાવિંદને તે જોવો છે "

બીચારી ફૂલવાળી સલામ કરી તુરત પાછી ફરી, એટલામા રેઝાખાને તેને ધમકાવીને કહ્યુ– " ઉભી રહે. કુલટા ! એ પરવાનો બેગમે કોને આપ્યો છે ? તે પહેલા કહે જો ખોટુ બોલી તો અહીંયાજ તને કતલ કરીશ "

ફૂલવાળી ગભરાઈને થરથરવા લાગી, અને બીહતા બીહતા નેફીસા તરફ જોવા લાગી એટલે તેનાપર ધસી જઈને રેઝાખાન ઘુરકતો બોલ્યો– " બોલે છે જલદી કે કેમ ? મારૂ લાત ! "

ફૂલવાળી હાથ જોડી અચકાતા અચકાતા બોલી– " કહુ છુ નામદાર ! મને ગરીબને મારતા નહિ મારો કાંઈ અપરાધ નથી બેગમ સાહેબના હુકમથી એ પરવાનો મે ગોહરવિહારના–રાજમહેલમાના–રાજ–કુમારને આપ્યો– "

રેઝાખાન વીકટ હાસ્ય કરતા તીક્ષ્ણ દ્રષ્ટીથી નેફિસા તરફ જોતા બોલ્યો– " ઓ દુષ્ટા ! છિનાલ રડા ! આ ડોકરી શુ કહે છે ? સાભળ હવે તારૂ પાપ કબૂલ કરી યોગ્ય પ્રાયશ્ચિત્ત ભોગવવાને તૈયાર થા '

પતિના મનમા પોતાના માટે શુ વિચાર બધાયો છે તે હવે બિચારીના જાણવામા આવ્યુ તે અશ્રુપૂર્ણ દ્રષ્ટીથી પતિ તરફ જોતા બોલી– " ખાવિંદ ! વહાલા ! એ બુઢ્ઢીની સમજ ફેર છે તે રાજકુમાર નહિ પણ રાજકુમારી હતી. કોઈ કારણ

પ્રસગે તેણે પુરૂષવેશ ધારણ કર્યો હતો તેથી ફૂલવાલી તેમ કહે છે પણ ખરેખર તો સ્ત્રીજ છે. ”

“ ઓહો ! આ તો વળી જબરૂ જ કૌતક ! કોઇ પુરૂષ જનાનખાનામા દાખલ થવાને કદાચ ખુશીથી સ્ત્રીવેશ ધારણ કરી શકે પણ કાઇ પ્રત્યક્ષ સ્ત્રી ખાસ પુરૂષવેશ લઇને જનાનખાનામા દાખલ થવા પ્રયત્ન કરીને પોતાની જાન ખોવા મોતના પઝામા સપડાય એવુ બને ખરૂં કે ? ” તે હાતપીસી બોલ્યો– “ અરેરે ! નિર્લજ્જ ! આ કરતા બીજો કોઇ સાચો જણાય તેવો કિસ્સો ગોઠવી કહેત તો ઘડીભર માગ મનને શાન્તિ જણાત ! પણ બરાબર–તને શુ ? મારી તને એટલીએ શા સારૂ દરકાર રાખવી જોઇએ ? નવાબના ઉપરાણાથી તું મને એક તુચ્છ માને છે એ હુ સમજુ છુ તારી સાથે લગ્ન કરવાથી નવાબે મને આટલા હોદ્દે ચડાવ્યો, એટલે તારા ગમે તેવા અપરાધ તરફ મારે દુર્લક્ષ્ય કરવુ જોઇએ એવુ તુ બળ રાખતી હોઇશ, પણ મારે તેવી ખાલી મોટાઇની જરાપણ પરવા નથી ! છિનાળનો પતિ કહેવડાવી આ જન્મ અપમાન ખમવા કરતા, તારા તિરસ્કારથી મારે ફકીર થવુ પડે તો એ હજારદરજ્જે બહેત્તર છે ! એ દશા હુ આનદથી સ્વીકારીશ ”

નેકીના ઘુટણીએ પડીને હાથજોડી ગરીબડે સ્વરે બોલી– ‘ નાથ ! અરે અરે આ દીન અબલા ઉપર આવા જુઠા અપરાધનો આરોપ નહિ મુકો ! ખુદાના સોગન લઇ આપના પગને ચૂમતા કહુ છુ–આજસુધી અનીતિના રસ્તે હુ કદીપણ ચાલી નથી કદાચ અભિમાનના તોરથી મારાથી આપનો કોઇવાર અનાદર થયો હોય તો માફ કરો મારા મનમા પાપવાસના એકવાર ઉદ્દભવી હતી, પણ એ રાજકુમારીજ મારી ગુરૂ થઇ ! તેના ઉપદેશથીજ પ્રેમની ખરી ખુબી અને પત્નીની ફરજ શુ તે મને જણાઇ અને એ મહાન ગુનાહથી હુ બચી ગઇ ! હવે તો આ ભવ કે પરભવના આપજ મારા માલેક–પ્રભુ છો ! આપ

મારો સ્વીકાર કરો કે તિરસ્કાર કરો તે માટે હું આપને દોષ દેતી નથી બાકી હુ તો આપના ચરણો કદી છોડવાની નથી ”

નેરીસા એમ કહી રેઝાખાનના પગે પડવા જતાં તેણે તેને દૂર ધકેલતા વધારે ક્રોધથી કહ્યુ– “ ખસ ખસ આ તારા વાગ્જાળની મારે દરકાર નથી ઓ કુલટા ! બે શરમ ! પાપકર્મ તારૂ સાબીત થવા છતા નિર્લજ બનીને પતિવ્રતાનો ઢોગ બતાવતા તને શરમ નથી આવતી ? હવેથી તારૂ મોઢુ હુ જોઇશ નહિ ! એટલુજ નહિ પણ આ બધી વાત હુ નવાબ સાહેબને કહીશ તેમ મારો નિશ્ચય પણ હુ જણાવીશ પછી તેમની મારાપર ગમે તેટલી ઇતરાજી થાય અથવા તો તે મને ગમે તેવી શીક્ષા કરે તો પણ હરકત નથી ”

રેઝાખાન ક્રોધથી પગ પછાડતો મહેલમાથી ચાલતો થયો જતા જતા તેણે પેલી ઘરડી ફૂલવાલીને કેદમા રાખવા સીપાઇને હુકમ આપ્યો અને તુરત કચેરી તરફ ચાલતો થયો.

પોતાના ઉપર આ જૂઠો અને નીચ આરોપ મુકાએલો જોઇ નેરીસાને મરણપ્રાય દુખ થયુ તેણે ઘણીવાર શોક કર્યો પછી પોતાની ફક્ત પાપવાસનાજ થઇ હતી તેની પ્રભુએ બરાબર શીક્ષા આપી એમ તેણે પોતાના મનનુ સમાધાન કર્યુ. તેણે શુદ્ધ અતકરણથી પોતાના અપરાધની ક્ષમા આપવા અને આ મહાન સકટમાથી મુક્ત કરવા પ્રભુની પ્રાર્થના કરી. થોડીવારે તેનુ મન કાઇક શાન્ત થયુ અને પોતાના હાથથી પાપ થએલાજ નથી તેથી ક્યારેક પણ એ વહેમનુ વાદળ દૂર થશેજ એવો તેને ભરૂશો બધાયો કલ્યાણકુમારીના ઉપદેશ પ્રમાણે વર્તવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો માત્ર આજથી તેનુ વર્તન એશઆરામ ભોગવતી શહાજાદીને બદલે તપસ્વિની બાલા સમાન બન્યું !



## પરિચ્છેદ પંદરમો

### નિશ્ચય.

> શાન્તિનો વેગ મન વધતા બીજ ત્યા વૃક્ષ તો થાયે,
> જગતાં વ્હેમનુ ભૂચુ પ્રીતી સમૂળી બળી જાયે,
> કપટ ને ક્રૂરતાવાળા હૃદયપર વ્હેમની છાયા,
> બહુ ઉંડી છવાઇને ક્રોધથી બાળતી કાયા,
> દબાએલો પતી સામે જેમ સ્ત્રીની ગતી અવળી,
> સર્પ સીધો દરે થાતો મુકીને વક્રતા સઘળી-

પોતાની સ્ત્રી ખરેજ છિનાળ છે એવી રેઝાખાનને ખાત્રી થયા પછી તેનુ અતકરણ ઉદ્વિગ્ન રહેવા માડયુ નેફીસા એ નવાબની પૌત્રી હોવાથીજ બચી નહિ તો દુષ્ટ રેઝાખાને તેનુ ત્યાજ ખૂન કર્યું હોત ! પોતાની આબરૂ ઉપર ધાડપાડનારો એ સાહસી લૂટારો કોણ હતો, તેનો પત્તો મેળવીને તેને કડક શીક્ષા કરવાનો તેનો નિશ્ચય થયો ગોષ્ટવિહારના મુખત્યાર વકીલને બોલાવી મગાવીને રેઝાખાને તેની પાસે પુછપરછ કરી તે ઉપરથી એ યૂવાનનુ નામ કલ્યાણસીહ હોઇને તે ગોષ્ટવિહારના રાજાનો ભાણેજ હતો એટલી માહીતી મળી

કેદ કરેલા ખલાસીઓના પણ તેણે ઘણા ઘણા હાલ કર્યા, પણ ગોપીકૃષ્ણરાય અને તેનો મદદગાર ક્યા ઉતર્યા અને ક્યા ગયા એ વિષે તેમની પાસેથી એક અક્ષર પણ મળ્યો નહિ તેથી નિરાશ થઇને એ મછવાવાળાથી પત્તો મેળવવાની આશા તેણે છોડી નાખી અને પોતાના ખાનગી જાસુસોને બોલાવીને તેમને મોટા ઇનામો આપવાની લાલચ આપીને ગોપીકૃષ્ણરાય અને

કુલ્યાણસીંહને હોય ત્યાથી શોધી પકડી લાવવા ચારેતરફ રવાના કર્યા

સધ્યાકાળે નવાબ સાહેબની એકાન્તમા મુલાકાત લઇને રેઝાખાને સઘળી હકિકત નિવેદન કરી વૃદ્ધ નવાબની પોતાની વહાલી પૌત્રી ઉપર અત્યત પ્રીતિ હતી નેઝીના માટે તેને અભિમાન હતુ તેથી રેઝાખાને કહેલી હકીકત તેને ખરી જણાઇ નહિ ઉલટી પોતાની વહાલી પૌત્રી પર આવો જુઠો આરોપ મુકવામાટે તેણે રેઝાખાનને ન કહેવાના શબ્દો કહ્યા ! તોપણ નેઝીસાનો ખુલાસો લઇને પછી જે કરવાનુ તે કરીશુ એમ મીઠો જવાબ આપી તેણે રેઝાખાનને રજા આપી

રેઝાખાને કહેલી વાતથી નવાબનુ ચિત્ત બહુ અસ્થિર થયુ તેના જવા પછી ઘણીવાર સુધી નવાબે સ્વગત વિચાર કર્યો અને પછી નેઝીસાને બોલાવી તે આવી એટલે પોતે આપેલા પરવાના માટે તેને નવાબે પુછ્યુ નેઝીસાએ બનેલી તમામ હકિકત પોતાના વૃદ્ધ દાદાને કહી અને તે ઉપરથી પોતાના પતિને આવેલ વહેમ અને પોતાપર તેણે મુકેલ આરોપ જુઠો છે એમ તેણે કહી બતાવ્યું

નેઝીસા બોલતી બધ થવા પછી નવાબે કેટલીક વાર વિચાર કરીને નેઝીસા તરફ ઝીણી નજરે જોતા કહ્યુ– " બેટી ! આજ સુધી તુ મારી પાસે કોઈ દિવસ ખોટુ બોલી નથી, અથવા કોઇ બાબતમા લુચ્ચાઇ કરી નથી એટલે તારૂ બોલવુ બધુ ખોટુ છે એમ હુ કહી શકતો નથી તોપણ આ બનાવ ઉપરથી ગમે તેને શકા આવે એ બનવુ સ્વાભાવિક છે કે નહિ ? તે તુજ કહે જોઉ ! "

" હા બાપુજી ! તેવો વહેમ આવે ખરો અને તે માટે હુ આપને કે મારા ખાવિંદને દોષ દેતી નથી ! એ તો મારા કમનસીબનીજ બલિહારી છે ! "

" ત્યારે આ વહેમને તુ શી રીતે દૂર કરી શકવાની ? "

" વહાલા બાપુજી ! આ શંકાનું સંપૂર્ણ નિરસન કરવાને મારી એ પ્રીય સહીયર એજ મરદના લિબાસમા એ પરવાનો લઇ આવવી જોઇએ ! તે વિના બીજો રસ્તો નથી અને હું ખરેજ બિનગુનેહગાર હોવાથી મને ભરૂસો છે કે ખુદા તેને તુરતમાજ મોકલશે. અને મારૂ પતિવ્રતાપણુ સિદ્ધ કરશે "

" નેફિસા ! તારો ખુદાપર–મહમ્મદ પયગંબર ઉપર અને પવિત્ર ધર્મશાસ્ત્ર ઉપર ભરોસો છે તો પેલું કુરાન શરીફ હાથમા લઇ સોગન ખાવાને તૈયાર છે ? પણ વિચાર કરજે. ખોટા સોગન એ મોટામા મોટું પાપ છે ! માટે જો ખરેખરી અપરાધી હો તો તેવુ મારી પાસે કબૂલ કરજે રેગ્રાખાન તને ક્ષમા ન કરે તોપણ હુ તને ક્ષમા કરીશ. તેની સાથેનો શાદીનો સંબંધ તોડી નાખી તને હુ મારીજ પાસે રાખીશ તુ ફિકર કરીશ નહિ અને ખરૂ બોલતા ડરીશ નહિ "

નેફીસાએ ટેબલ ઉપરનુ કુરાનનુ પુસ્તક માથે ચડાવીને નવાબ પાસે ઘુંટણીએ બેસીને તેમના પગ ચુમી તેમના તરફ સ્થીર દ્રષ્ટીએ જોતા કહ્યુ –" ના ના બાપુજી ! મારા માટે એવો ખોટો વહેમ મનમા જરા પણ આણશો નહિં. હુ એ સર્વસાક્ષી ખુદા હજુર, પૂજ્ય પયગંબરના સોગન લઈ કહું છુ કે મારૂ પાતિવ્રત્ય ભ્રષ્ટ થયુ નથી. મે આપનો આપેલ પરવાનો પરાયા કોઈ મરદને આપ્યો નથી. પણ મર્દના પોષાકમા આવેલી રાજ-કુંવરીને આપ્યો છે ! અને મારા જનાનખાનામા તેજ મારી વહાલી સહિયર આવતી મારી આ કાયાને પરાયા પુરૂષનો કોઈ દિવસ સ્પર્શ સરખો પણ થયો નથી એ જો ખોટું હોય તો સદાને માટે મને નરક પ્રાપ્ત થાઓ ? "

નવાબના નેત્રમા આનંદાશ્રુ આવી ગયા ! તેણે નેફિસાનો હાથ પકડી પોતાની પાસે બેસાડી, અને પ્રેમથી તેના મસ્તક ઉપ-રથી હાથ ફેરવીને તેના હાથના પોંચાનુ ચુંબન લીધુ. નેફિસાના નેત્રમાથી પણ ચોધાર આસુ વહેતા હતાં !

છેવટે નવાબે કહ્યુ -"બહેન તુ ચિંતા કરીશ નહિ તારા પવિત્ર પણા માટે મને ખાતરી થઇ રેગઝખાનને સમજાવવા હું પ્રયત્ન કરીશ છતા તેનો વહેમ દૂર ન થાય તો વિવાહ સબધ તોડી નાખીશ તુ ખુશીથી રાજમહેલમા રહેજે "

નેફિસા એકદમ બોલી-" હ હ ! બાપુજી ! એવો ખોટો વિચાર મનમા પણ ન લાવશો ! તે મારા પર ગમે તેટલા ગુસ્સે થાય, ગમે તેટલા મારી સાથે ક્રુરતાથી વરતે, તો પણ એ મારા **પરમપૂજ્ય પ્રભુ ખાવિંદ છે ! સ્ત્રીઓને અન્ધકારે પ્રભુ પ્રાપ્તિનો પતિદેવ વિના બીજો માર્ગ નથી.** તેમની સાથેનો મારો સબધ તોડી મને અનાથ નહિ બનાવો તેમણે મારો તિરસ્કાર કર્યો. તો પણ હુ તો તેમનાજ ધ્યાન ભજનમાં મારૂ આયુષ્ય પુરૂ કરવાની ! "

" અહાહા ! વહાલી નેફીસા ? જો તારા સરખી શુદ્ધ બુદ્ધીની સઘળી સ્ત્રિઓ હોય તો જગતમાના પાપો કેટલાં બધાં ઓછા થઇ જશે ? પણ તને આ સદ્‌બુદ્ધી બતાવી કોણે ? "

"તેજ મારી વહાલી સહિયરે બાપુજી ! જેને મેં પરવાનો આપ્યો તે પુરૂષવેશધારી રાજબાળા મારો ગુરૂ થઇ છે સ્ત્રી જન્મની સાર્થક્તા શામા છે ? એ તેણેજ મને સમજાવ્યુ; અને મારો અજ્ઞાનતા ભર્યો મોહ તેમ અહકાર દૂર કર્યો "

" વાહવા એ રાજકુમારીએ તને સારો રસ્તો બતાવી તારા ઉપર મોટો ઉપકાર કર્યો ખરો પણ તેણે અમારો એક અક્ષમ્ય અપરાધ કર્યો છે તેણેજ યવન લિબાસથી ગોષ્ટવિહારના રાજાને એ પરવાનાનો ખોટો ઉપયોગ કરી કેદમાંથી નસાડેલ છે એવો અમને શક છે. "

" નહિં બાપુજી ! એ ઉદાર મનની રાજકુમારીના હાથથી એવુ અન્યાયી કામ કદી બને નહિ જો ગોષ્ટવિહારના રાજાને તે છોડાવી લઇ ગઇ હોય તો તેમાં તેનો કાંઇપણ શુભ હેતુ-ઉદાત્ત-

ભાવ હોવો જોઇએ એવી મારી ખાત્રી છે '

" એ જોયુ હશે પણ નેફીસા ! હાલ તુ તારા મહેલે જા રેઝાખાને તે બન્નેને પકડવાની ગોઠવણ કરીજ હશે તે હાથ થયા પછી આ વાતનો પુરો વિચાર કરશુ "

નવાબની રજા લઇને નેફીસા પોતાને મહેલે ગયા પછી નવાબે રેઝાખાનને બોલાવ્યો અને પછી ગોષ્ટવિહારના રાજા તથા તેના મદદગારને પકડવાની શુ તજવીજ કરી તે પુછયુ એટલે તેણે પોતે કરેલી ગોઠવણ કહી

નવાબે પુછયુ—" રેઝાખાન ! ગોષ્ટવિહારના રાજાને નસાડી જનાર મરદના લિબાસમા બૈરી હોવી જોઇએ એવો મારો તર્ક થાય છે ! નેફીસા પરવાના વિષેની વાત કહે છે તે ખોટી નહિ હોતા તદ્દન ખરી છે એવી મારી ખાત્રી થઇ છે તેની સ્થિર દષ્ટી, નિશ્ચિત ચહેરો વિગેરે જોતા તેમા કાઇ જુઠુ હોય એવા વહેમને સ્થાન નથી રહેતુ ! તેના શુદ્ધ વિચાર અને વર્તનમા જે ફરક પડયો છે, તે ઉપરથી તે નિર્દોષ છેજ પણ તેનુ અ ત કરણ ઘણુજ પવિત્ર અને શુદ્ધ થયુ છે એવી પણ મારી ખાત્રી થઇ છે અને વધારે સહવાસથી અને અનુભવથી તમારી પણ ખાત્રી થશે એમ મને ભરૂસો છે "

" પણ સરકાર ! મારે તે સહવાસ અને અનુભવ જોઇ-તોજ નથી મને મળ્યો તેટલો અનુભવ બસ છે ? હજુરની શુ ખાત્રી થઇ તે પણ હુ પુછવા માગતો નથી ! વધારે શુ પણ એ બાબતમા એકે અક્ષર કહેવા કે સાભળવા હુ માગતો નથી ! '

" રેઝાખાન ! મારા કહેવાપર તને વિશ્વાસ ન'ી કેમ ? તને મે આટલી યોગ્યતા પર ચઢાવ્યો છે તો તારા હિત અહિત કે આબરૂ માટે મને પરવા નથી એમ તુ ધારે છે ? "

" માફ કરો નામદાર ! સ્રીના ખરાબ આચરણથી તેના ધણીના અ ત કરણને કેવા જખમો થાય છે તેની કલ્પના પ્રેમાન્ધ

અત કરણને સમજાય નહિ ! આ દેહ હજુરના અનાજનોજ છે. અને તે હજુરનાજ કામમાં ખર્ચાશે ! સરકાર મને પિતા કરતાએ વધારે પૂજ્ય છે. પણ આ બાબતમા મને સરકારે આગ્રહ ન કરવો, અને પોતાનો શબ્દ નહિ ગુમાવવો એમ મારી નમ્ર અરજ છે ”

નવાબ ક્રોધથી લાલચોળ થયો તે કપતે સ્વરે બોલ્યો “ રેઝાખાન ! તુ ભાન તો નથી ભૂલ્યો ? અરે ! તુ આ કોની સામે બોલે છે ? મારી સામે બારૂ આવુ અપમાન ? હા ! તારા અપરાધ માટે અત્યારે અહીંજ શીક્ષા કરત, પણ નેફીસાની તેવી મરજી નથી ! તે તારો સબધ તોડવા ખુશી નથી માટે તને અત્યારે માફી આપુ છુ તો પણ તારા મગજમાથી વહેમનુ ભૂત દૂર થાય ત્યા સુધી તારે મને મૂખ બતાવવુ નહિ આજથી તને મે કારભાર ઉપરથી કમી કર્યો છે મારો બુઢ્ઢો દિવાન ખાન જહાન છે તેને બધુ કામ સોપીને આવતી કાલે તુ ગોષ્ટવિહારના રાજાનો તપાસ કરવાને ચાલ્યો જા ”

નવાબ સામે એક શબ્દ પણ બોલવાની રેઝાખાનને હિંમત થઇ નહિ તેણુગે મોંઢે સલામ ભરીને ત્યાંથી ચાલતો થયો. તોપણ તેના તામસી ભેજામાંથી સેતાની વિકારો જરાપણ કમી થયા ન હતા

નવાબના હુકમ પ્રમાણે બળતે દિવસે બુઢ્ઢા ખાનજહાને ફરી કારભાર સભાળ્યો અને રેઝાખાન જોઇતી ફોજ લઇને ગોષ્ટવિહારના રાજાની તપાસ માટે ચાલતો થયો. એ સાભળીને નેફિસા બેગમને બહુ દુ ખ થયુ. પોતાના ખાવિંદનુ આવી રીતે અપમાન નહિ કરવા તેણે નવાબ પાસે ઘણી આજીજી કરી પણ એકવાર કરેલા હુકમમા ફેરફાર કરવા અભિમાની નવાબે ચોખ્ખી ના પાડી. તેથી તેનો ઉપાય રહ્યો નહિ !



## પરિચ્છેદ સોળમો.

### ફોગટ ખટપટ !

મિત્રતા અમલદારોથી બાંધવી એ નકામી છે,
બોલતા અમલના બધા અમારે શાની ખામી છે ?
કરે તાબા તણા કોઇ લાભ તો ના ખિજે પોતે,
કોઇ દિન ના થતા પાણી ફેરવીને ગુન્હો ગોતે !
ખુશામત અંતરે વહાલી બતાવે અણગમો બહારે,
લાભ ના થઇ શકે તો એ મરે અભિમાનને ભારે –

રાજા ઉદયનારાયણના દરબારમા ઠરાવ પ્રમાણે પ્રધાન વિનોદલાલ પોતાસાથે પુષ્કળ પૈસો જર ઝવેરાત અને નજરાનાની ચીજો વીગેરે લઇ મુરશીદાબાદ પહોચ્યો તે બહુ સારો મુત્સદી હતો તેણે પહેલા છુપા જાસુસોને શહેરમા મોકલી ગોષ્ટવિહારના રાજાને માટે શુ શુ ચોલે છે, શુ શુ બોલાય છે ? તે બાતમી મેળવી અને તે ઉપરથી આગળ શુ વિચાર કરવો એ તજવીજ કરવા માડી

બીજે દિવસે વિનોદલાલે પોતે આવવાની ખબર પોતાના મુખત્યાર વકીલ મારફતે નવાબી દરબારમા પોચડાવી એટલે નવાબે તેને મુલાકાતે બોલાવ્યો વિનોદલાલે સાથે લાવેલ ભેટ નજરાનો લઇ તે દરબારમા ગયો અને નવાબ હજુર તે ભેટ કરી પોતે સલામ ભરી અદબથી ઉભો રહ્યો નવાબે યોગ્ય સત્કાર કરી બેસવાનુ કહ્યુ એટલે વિનોદલાલે હાથ જોડી ફરી કુરનીશ બજાવતા એક બાજુ બેઠક લીધી.

વિનોદલાલે નજરાનો અને કિંમતી ભેટ મુકેલી જોઇ નવાબ બહુ ખુશી થયા તે હાસ્યભર્યા ચહેરે તેના તરફ જોતા

બોલ્યા—"કા વિનોદલાલ ! અમારા દોસ્ત ઉદયનારાયણ ખુશીમા છે ને ? તેના કુટુંબના બધા માણસો પણ આનંદમા છે ને ?"

"જી હા સરકાર હજુરની કૃપા દૃષ્ટી તળે અમારા મહારાજા સહ કુટુબ કુશળ છે નામદારની તબીયત કુટુબ કબીલા સાથે આનદમા હોવાના મહારાજાએ કુશળ સમાચાર ઇચ્છ્યા છે !"

"હા ખુદાની મહેરબાનીથી સઘળુ સારૂ છે આ વખતે અચાનક કેમ તમારૂ આવવુ થયું ? કાઇ ખાસ કામ છે શુ ?"

"ના. જી પરતુ જહાપનાહના કુશળ ખબર ઘણા દિવસથી મળ્યા ન હતા એટલે મહારાજાએ ખાસ હજુરની મુલાકાતેજ મને મોકલ્યો છે આવ્યોજ છુ એટલે નહિ જેવુ કાઇક કામ પણ છે ખરૂ."

"બોલો શુ છે ?"

"ગોષ્ટવિહારના ગોપીકૃષ્ણરાય અમારા મહારાજાના સબધી છે તે સરકારની ખડણી માટે અટકમા છે પણ તેમના ખજાનામા સિલીક નહિ હોવાથી, અને પ્રજાવર્ગમાથી પણ કાઇ વસુલાત આવી શકે તેમ નહિ હોવાથી તેમના કુમાર ગોવિંદરામે અમારા મહારાજાને આ પ્રસગે મદદ કરવાં વિનતિ કરી. તે ઉપરથી તેમની ખડણીની બાકી સરકારમા પેશ કરવા મને હુકમ થયો છે તો તે પ્રમાણે સઘળી રકમનો હજુર સાહેબે સ્વીકાર કરી તે વૃદ્ધ રાજાને બધન મુક્ત કરવા જોઇએ એવી મહારાજાની જહાપનાહના કદમો આગળ અરજ છે"

નવાબ ઉદ્વિગ્નતા બતાવતા બોલ્યા—"વિનોદલાલ ! ગોપીકૃષ્ણરાય અહીં અટકમા હતો ખરો પણ તેના એક સાથીદારે કપટથી તેને જેલમાથી નસાડયો છે એ શુ હજુ તમારા જાણવામા નથી આવ્યું ?"

"ના ના સરકાર ! આ ખબરની તો તે તરફ કોઇને જાણ સરખીએ નથી ઠીક પણ તેની પાસેની ખડણીની બાકી

ભરવા મને ફરમાન થાય તો તાબેદાર તૈયાર છે ! તે જમા થઈને એ ગોપીકૃષ્ણરાયને તે માટે માફી મળવી જોઈએ. એવી હુ અમારા મહારાજાવતી ખુદાવિંદની નેક હજુરમા અરજ ગુજારૂ છુ "

." વિનોદલાલ ! ગોપીકૃષ્ણરાય, ઉદયનારાયણનો સબંધી છે એમ તમો કહો છો અને તે માટે ખાસ છુટકારો થવા અરજ કરવા તમો મારી પાસે આવ્યા છો, તે ઉપરથી ગોપીકૃષ્ણરાય હાલમા તમારા આશ્રયે હોવાની મને શકા આવે છે ! બોલો ખરૂ શુ છે ? "

" નામદાર ! અમારા મહારાજા રાજદ્રોહનુ કોઈ દિવસ કામ કરે નહિ અવી હજુરની ખાત્રીજ હોવી જોઈએ તોપણ હજુરની શકા પ્રમાણે કદાચ તેમ ખરૂ બને તોપણ તેમા એવી મોટી ભૂલ પણ શુ ? પોતાના સબધીઓને સકટ વખતે સહાય આપવી એ પ્રત્યેક ભલા માનવીની ફરજ છે! વળી ગોષ્ટવિહારના રાજા કાંઈ સરકાર વિરૂદ્ધ વર્તનારા યાતો રાજદ્રોહી બારવટીયા ગુનેહગાર નથી તે અત્યાચારોથી ડરીને સહન ન થઈ શકવાથી નાસી ગયા હશે અથવા તો તેમની સમત્તિ વિના પણ બીજા કોઈએ તેમને નસાડયા હશે ! આ સઘળી વાતો લક્ષમા લેતા અમારા મહારાજાએ ગોપીકૃષ્ણરાયને કદી આશ્રય આપ્યો હોય તો પણ દયાળુ સરકાર તે માટે અમારા મહારાજાને દોષ આપશે નહિ એવી મારી માન્યતા છે ! "

નવાબ કેટલોક વખત સુધી સ્વગત વિચાર કરી ગભીરતાથી બોલ્યા– " વિનોદલાલ ! આ બાબતમા અત્યારેજ હુ કાઇ ચોકસ કહી શકતો નથી ! ગોપીકૃષ્ણરાય મહમદ રેઝાખાનના તાબામાથી ગએલ છે તેના તપાસ માટે રેઝાખાનને મોકલ્યો છે. તેની સલાહ વિના મારાથી પરબારો નિકાલ આપી શકાય નહિ "

" નામદાર ! જહાંપનાહ આપ બગાલ, બહાર, ઓરીસા

એ વિશાળ પ્રાંતના પરાક્રમી સ્વતંત્ર નવાબ છે. તે પોતાના રાજમાં ફાવે તેમ કરવાને શક્તિમાન છે. તેમના સામે એક અક્ષર પણ બોલવાની કોઇની છાતી નથી. અમારા મહારાજા હજુરના આજ્ઞાંકિત સેવક છે. હજુરની પણ તેમના ઉપર પૂર્ણ મહેરબાની છે. તેથી તેમની અરજ હજુર અમાન્ય કરશે નહિ એવો તેમનો પણ ભરૂસો છે."

"એ સઘળી વાત ખરી. ગોપીકૃષ્ણરાય જેલ તોડીને કે બીજી રીતે નાસી ગયો હોત તો જુદી વાત હતી. પણ તેને ભગાડી જવાના કામમાં એક સરકારી પરવાનાની ભાંજગડ થઇ છે. તેથી ગોપીકૃષ્ણરાય તેનો મદદગાર અને પરવાનો અમારી પાસે રજુ થયા વિના આ કેસનો નિર્ણય થઇ શકે તેમ નથી."

વિનોદલાલે યુક્તિ વાપરતાં કહ્યું-"જો તેમજ હોય તો સરકારે ગોપીકૃષ્ણરાય અને તેના મદદગારને માફી પત્ર આપવું એટલે સરકારના પરવાનાનો તપાસ કરી તે પાછો આણી આપવાને આ તાબેદાર તૈયાર છે. તે માટે હજુરે જરાપણ શંકા મનમાં ન આણવી. પણ કૃપા કરીને મહારાજાની અરજ ધ્યાન બહાર ન જાય તેમ થવાને મારી ફરી ફરી અરજ છે."

"વિનોદલાલ! એકલા પરવાનાની એટલી મહત્તા નથી. તે ઇસમોએ પરવાના સાથે હાજર થવા જોઇએ. તે વિના ઉદય-નારાયણની વિનતિનો વિચાર કરી શકાય નહિ. તે માટે અમો લાચાર છીએ, એમ અમારા દોસ્ત ઉદયનારાયણને કહેજો."

વિનોદલાલ નિરાશ થતાં બોલ્યો-"મરજી હજુરની. પણ મને અપજશ આવેલ જોઇ મહારાજાને ખોટું લાગશે."

નવાબ કાંઇજ બોલ્યા નહિ. તેના ચહેરા ઉપર ક્રોધ છવાયો હોય એમ દેખતાં હવે વધારે બોલવું લાભદાયક નથી એમ જાણીને વિનોદલાલ ત્યાંથી ઉઠયો અને નવાબને નમ્રતાથી સલામ ભરી તેમની રજા લઇ પોતાના રાજમહેલમાં તે આવ્યો. અને તેજ દિવસે સાથે લાવેલ માણસો વિગેરે સાથે વડનગર તરફ રવાના થયો.

વિનોદલાલના જવા પછી નવાબ જરા હસીને પોતા સાથે સ્વગત કહેવા લાગ્યો-"ગોપીકૃષ્ણરાય ઉદયનારાયણના આશ્રયે છે

તેમા તો શકજ નથી ! ઠીક છે ઓ ઉદયનારાયણ ! તારા ડહાપણ અને પરાક્રમનો અભિમાન ઉતારવાની તક ક્યારે આવે એની હું રાહજ જોતો હતો આ હવે અનાયાસેજ વખત આવ્યો છે જોઉં છુ હવે મારા સામે તુ કેટલીવાર ટકી શકે છે ? ”

દિવાન વિનોદલાલ વડનગર આવ્યા પછી તેણે રાજા ઉદયનારાયણને મળીને નવાબ તરફની બનેલી સઘળી હકીકત કહી તે સાભળીને ઉદયનારાયણનો ચહેરો ઉતરી ગયો. ગોપીકૃષ્ણરાય પોતાના આશ્રયે હોવાનો નવાબને પાકો વહેમ હોવાથી તે પોતાપર ચડાઇ કરશે એમ તેને લાગ્યુ તોપણ ગોષ્ટ-વિહારના રાજાને ફરી નવાબના સ્વાધીન કરવો અથવા તો તેનો ત્યાગ કરવો એ તેને ઠીક લાગ્યુ નહિ

બપોરે ભોજન વખતે રાણી શ્રીમતીદેવી પોતાના પતિ પાસે ઉભી રહીને પવન પખો કરતા પ્રેમની વાતો કરતી હતી. પણ પોતાના ભાષણ તરફ પતિનુ આજે ધ્યાન નથી એવુ તેના જોવામા આવ્યું તેમજ નિત્ય પ્રમાણે પતિનુ ભોજન પણ બરાબર થયુ નથી એ તેના જાણવામા આવ્યા વિના રહ્યુ નહિ અને તેથી પતિનુ ચિત્ત આજે કાઇક ઉદ્વિગ્ન છે એવુ રાણીએ કળી લીધુ

ભોજન આટોપીને રાજા ઉદયનારાયણ પોતાના અતપુરમા આવીને પલગપર બેઠા રાણી શ્રીમતીદેવી પણ તુરત ત્યા આવી અને રાજાના હાથમા તાબુલ આપીને ઉભી રહી તે લેતા રાજાએ કહ્યુ–“ જા હવે તને ભોજન માટે અસુર થાય છે ”

રાણીએ મીઠી મશ્કરી કરતા કહ્યુ–“ શુ અતકરણમા ચાલતા વિચારોમાએ મારી અડચણ આવે છે ? પણ નાથ ! આજે એવા મોટા શુ વિચારોની ગડભાજ ચાલી રહી છે ? તે જાણ્યા વિના મને જમવાનુ ભાવેજ ક્યાથી ! ”

“ બીજા વિચાર કાઇ નથી વિનોદલાલ મુરશીદાબાદથી પાછા આવ્યા ”

“ નવાબ સાહેબે શુ કહ્યું ? ”

ગોપીકૃષ્ણરાય અને તેના મદદગારને હાજર કર્યા વિના કોઇપણ વાતનો નિકાલ આપી શકાશે નહિ, એમ નવાબ સાહેબે

સ્પષ્ટ કહ્યુ. સિવાય તે બન્ને આપણાજ આશ્રય તળે છે એવો નવાબને પાકો વહેમ પડયો છે ”

“ એવુ કાંઇક થશે એમ હું ધારતીજ હતી પણ ત્યારે હવે આગળ શુ ધાર્યું ? ”

“ એજ વિચાર હું કરતો હતો પણ આ બાબતમા મારો એકલાનો મત કાંઇ કામનો નથી. બધા મુસદ્દીઓનો વિચાર લઇનેજ તે પ્રમાણે કરવુ પડશે ” રાજાએ ખુલાસો કર્યો

“ એ ગમે તે પ્રમાણે કરજો પણ શરણાગતનુ રક્ષણ કરવુ એજ ગૃહસ્થાશ્રમનો મુખ્ય ધર્મ છે એ લક્ષ્ય બહાર ન જાય એટલી મારી વિનતિ છે વૃદ્ધ ગોપીકૃષ્ણરાયની દુર્દશા અને બિચારી કલ્યાણકુમારીનો દીન ચહેરો મારી નજર આગળ તરી રહે છે ! ”

આટલુ કહી રાણી ખિન્ન અંતઃકરણથી ત્યાથી મુગે મોઢે ચાલી ગઇ રાજા ઉદયનારાયણ તે વાતનો એકલાજ વિચાર કરતા બેઠા

સન્ધ્યાકાળે મુસદ્દીમંડળની ખાનગી સભામા વૃદ્ધ ગોપીકૃષ્ણરાયના સંબંધમા ઘણા વિચારો ચલાવવામા આવ્યા શરણાગતનુ રક્ષણ કરવુ એજ આપણુ કર્તવ્ય છે એમ યુવરાજે સ્પષ્ટ કહ્યુ તેને વિનોદલાલે તથા સેનાપતિ ગુલામમહમદે -બન્નેએ ટેકો આપ્યો પંડિત તર્કરત્નજીએ ઘણી અડચણો અને હરકતો બતાવી પણ તેનો સઘળાએ નિષેધજ કર્યો આખર રાજા ઉદયનારાયણે યુવરાજનો વિચાર કબુલ કર્યો અને આ પરોપકારી કાર્યમા ગમે તેટલુ નુકશાન થાય અથવા ગમે તેવા સંકટો આવે તોપણ પાછી પાની નહિ લેવાનુ તેણે જાહેર કર્યું

નવાબ સાથે આ વર્તનથી લડાઇ જાગવાની એ તો ચોક્કસ થયું તે પ્રમાણે શસ્ત્રાસ્ત્રો, દારૂગોળો વિગેરે યુદ્ધ સામગ્રી અને ફોજની તૈયારી રાખવા સેનાપતિને હુકમ થયો એટલે તેણે પોતાના દેહમાં પ્રાણ છે ત્યા સુધી પોતાના અન્નદાતાથી નિમકહરામ નહિ થવાની કુરાન અને સમશેરના સોગન લઇ પ્રતિજ્ઞા કરી.

દિવાન વિનોદલાલે સેનાપતિને ઉત્તેજક શબ્દો વડે અભિનંદન આપ્યું અને યુવરાજ સાહેબરામે તો તેને સપ્રેમ આલિંગન આપ્યું પંડિત મહાશયે સંકટ નિવારણ અર્થે પ્રભુ પ્રાર્થના કરી રાજાના અંતઃકરણમાં શાન્તિ વ્યાપી સઘળાઓએ તૈયારીમાં રહેવાની વરધી થતાં રાજસભા બરખાસ્ત થઇ

"વીર કિરીટનો કિલ્લો મજબૂત છે માટે રાજકુટુંબે સલામતી ખાતર ત્યાં રહેવું" એમ સઘળાના મતથી ઠરતાં સઘળું રાજમંડળ ત્યાં રહેવા ગયું રાણી શ્રીમતિદેવી અને રાજકુમારના આગ્રહથી વૃદ્ધ ગોપીકૃષ્ણરાય તથા તેની પુત્રી કલ્યાણકુમારીને ઉદયગ્રામથી લાવીને રાજકુટુંબ સાથે રાખવામાં આવ્યાં કેમકે હવે તેમને છુપાં રાખવા કારણ ન હતું

જેલમાંના અત્યાચારથી તેમ અંતઃકરણની અસ્વસ્થતાથી ગોપીકૃષ્ણરાયની તબીયત હજુ સુધરી નહોતી એટલુંજ નહિ પણ હવે તો દિવસે દિવસે વધારે બગડતી જતી હતી આવા પરાવલંબી જીવવા કરતાં મરણ સારૂં એમ તેમને થતું હતું કલ્યાણકુમારી પ્રેમથી પિતાની સેવા કરતી હતી પણ હવે તેને તેના જીવનની આશા ખાત્રી વાળી નહતી તો પણ વીરકિરીટમાં આવ્યા પછી દવાદારૂ અને સુશ્રૂષાની યોગ્ય ગોઠવણ થવાથી કલ્યાણકુમારીને કાંઇક રાહત મળી

ઉદયગ્રામે હતી ત્યાં સુધી કલ્યાણકુમારી નિત્ય યોગાનંદ સ્વામીને દર્શને જતી અને ત્યાં બેસીને યોગ તથા જ્ઞાનની પુષ્કળ વાતો સાંભળતી જેથી તેને સંસાર સુખ ઉપર તિરસ્કાર ઉપજતાં વૈરાગ્યવૃત્તિ થઇ હતી કલ્યાણકુમારીની જીજ્ઞાસા, શ્રદ્ધા, અને બુદ્ધી જોઇ યોગાનંદસ્વામી પણ તેને પ્રેમથી જ્ઞાનની વાતો કહેતા તેથી ગુરૂનો સહવાસ છોડીને વીરકિરીટ આવવું તેને કઠિણ જણાયું તોપણ પિતૃસેવા એ સંતાનોનું આદ્ય કર્તવ્ય હોવાથી તે કયારેય પણ છોડી ન શકાય એમ સ્વામીજીએ સ્પષ્ટ કહેવાથી નાઇલાજે તે ગુરૂના આશીર્વાદ લઇ પૂજ્ય પિતા સાથે વીરકિરીટ આવી હતી

## પરિચ્છેદ સત્તરમો.

### આત્મબળ.

> દયાળુ દેવનો કાંટો અદલ ઈન્સાફ તોલે છે,
> ન ઓછું તેમ ના અદકું તરાજુ તત્વ ખોલે છે!
> ફુલાતા ગર્વથી કાંતો કુચેષ્ટાથી એ પછાડે છે,
> કર્યાં કર્મો તણાં કેવાં ફળો ખાટાં ચખાડે છે!
> ન રહેતું ભાન એ ચડતાં પડ્યા પછી સર્વ સૂઝે છે,
> તજો ડાઘને પડતાં પ્રાણની જ્યોતિ ઝૂઝે છે!

ગોપવિહારના રાજપુત્ર ગોવિંદરામે પોતાના સેનાપતિની સહાયથી ફોજ અને યુદ્ધ સામગ્રીની બરાબર તૈયારી કરી અને બહુજ ઉતાવળથી કુચ કરી ને વિનોદપુર પહોંચ્યો.

રામશરણ વગેરે વિનોદપુરનું વિરૂદ્ધ પક્ષીય મંડળ કાંઈ અસાવધ ન હતું. તેણે ગોવિંદરામનો પ્રતિકાર કરવાની શક્ય તેટલી તૈયારી કરી, અને યશોહરના મુસલમાન થાણેદારનું થોડું લશ્કર પોતાની મદદે બોલાવ્યું. નવાબસરકારની આગળથી પરવાનગી મેળવ્યા વિના કોઈ થાણેદારે હિન્દી જાગીરદારની તકરારમાં નહિ ઉતરવા નવાબનો સખ્ત હુકમ હતો, પરંતુ રામશરણ તરફથી થાણેદારને પરિપૂર્ણ લાંચ મળવાથી તે હુકમને દફતર દાખલ કરીને પોતાનું કેટલુંક લશ્કર વિનોદપુર રામશરણની મદદે મોકલ્યું.

ગોવિંદરામના લશ્કરે વિનોદપૂર ઉપર ચડાઈ કરવા સાથે ત્યાંના શહેરીઓએ તેનો સારી રીતે પ્રતિકાર કર્યો. એટલે બન્ને પક્ષમાં ઘણી ઝપાઝપી શરૂ થઈ. રામશરણના પક્ષને શહેરનો આશ્રય હોવાથી તે ઘણા દિવસ ટકી રહ્યો. તોપણ તે દરમ્યાન બન્ને પક્ષના ઘણા માણસો મરણ શરણ થયા. છતાં ગોવિંદરામ પાસે લશ્કર વધારે હોવાથી આખરે તેનોજ વિજય થયો. રાજની ફોજના મારાથી વિનોદપૂરવાળા પાછા હઠયા. રામશરણ અને તેના સહાયકોએ ઉત્તેજક શબ્દો વડે લડાયકોને ઉશ્કેરવાના ઘણા પ્રયાસો કર્યાં, પણ કાંઈ ઉપયોગ થયો નહિ. આખરે યશોહર થાણાનાજ

મુસલમાન લશ્કરને રસ્તો સુધારવો પડયો ! એટલે વિનોદપૂરવાળા ચોમેર નાસવા લાગ્યા તેથી ગોવિંદરામના લશ્કરે ઉશ્કેરાઇ તેમનો પિછો લઇ કત્લ ચલાવી એવી રીતે વિજય વરીને ગોવિંદરામે વિનોદપૂર શહેરમા પ્રવેશ કર્યો

શહેરમા દાખલ થવા સાથે દરવાજા ઉપર બદોબસ્ત કરીને આ લોકોને નાશ થવામા કારણરૂપ એવા રામશરણ વિગેરેને પકડી લાવવા ગોવિંદરામે હુકમ કર્યો પણ તે લોકો પ્રથમથીજ મુસલમાન લશ્કર સાથે નાસીને યશોહરના થાણેદારના આશ્રય તળે જઇ રહેલા હોવાથી રાજકુમારના હાથ લાગ્યા નહિ તેથી વધારે ચીડાઇને તેણે રામશરણ અને તેના અનુયાઇઓના ઘરબાર લુટી બાળીને ખેદાન મેદાન કરી દીધા ! જેથી સઘળાને પૂરી દેહશત બેડી

થોડા દિવસ પછી સર્વત્ર શાન્તતા પ્રસર્યા બાદ રાજકુમાર ગોવિંદરામે પોતાના વહિવટદાર મારફતે બાકી રહેલા નગરવાસીએ ને મદનમોહનના મદિરમા એકઠા કર્યા અને સ્વારીનો ખર્ચ તથા ખડણીની બાકી મળીને બમણો કર આપવા હુકમ કર્યો બિચારા ડરી ગએલા નગરવાસીઓએ તે હુકમ માથે ચડાવ્યો ! તેમણે રામશરણ અને તેના સાથીદારોને પુષ્કળ ગાળો ભાડી અને પોત પોતાને ઘેર તે ગયા વળતા દિવસથી ઝપાટાબધ રકમ વસુલ આવવા લાગી અને અડવાડીયામા સઘળી રકમ ભરાઇ ગઇ

આવી રીતે અપમાનનો બદલો લીધા પછી રાજકુમાર ગોષ્ટવિહાર આવવાને પોતાના લશ્કર સાથે વિનોદપુરથી નીકળ્યો પણ આ વિજયાનદ વધારે વખત ભોગવવાનુ બિચારાના નકદિરમા ન હતુ !

નવાબના હુકમથી મહમદ રેઝાખાન મોટી ફોજ સાથે મુરશીદાબાદથી ગોપીકૃષ્ણરાય અને તેના મદદગારને પકડવાને નીકળેલો તે ગોષ્ટવિહાર આવી દાખલ થયો હતો શહેર બહાર છાવણી નાખીને ગુપ્તજાસુસથી શહેરમાની બાતમી મેળવી તેમા

તેને એવુ જણાયું કે ગોપીકૃષ્ણરાય ગોષ્ટવિહાર પાછો આવ્યો નથી અને રાજપુત્ર ગોવિંદરામ ફોજ સાથે વિનોદપૂર ગએલ છે

શહેરમા રાજા, રાજપુત્ર, સેનાપતિ કે લશ્કર કોઇ નથી એવુ જાણી રેઝાખાનને આનદ થયો અને તે તકનો લાભ લઇ તેણે તુરત છાવણી ઉઠાવી ફોજ સાથે તે શહેરમા દાખલ થયો, ત્યાના બાકી રહેલા સીપાઇઓએ તેને અટકાવવા બનતી મહેનત કરી પણ રેઝાખાનની ફોજ આગળ તેમનુ કાઇ ચાલ્યું નહિ અર્થાત્ પ્રાણહાનિ કે વધારે ગડબડ થયા વિના ગોષ્ટવિહાર રેઝાખાનના કબજામા આવી ગયુ તેણે રાજના સૈનિકોને કેદ કરી શહેરનો જાપતો કર્યો અને સઘળી હકીકત નવાબને લખી મોકલી તે ઉપરથી ગોષ્ટવિહારનો રાજા કબજે થતા સુધી તે જાગીર જપ્ત કરવામા આવી છે અને તેનો વહિવટ રેઝાખાનને સોપવામા આવેલ છે એમ નવાબ સાહેબ તરફથી તુરતમાજ હુકમ આવ્યો

ગોષ્ટવિહાર શહેર જો કે રેઝાખાનના કબજામા આવ્યુ હતુ, તો પણ દરબારગઢમા તેનો પ્રવેશ થયો ન હતો યવનો શહેરમા દાખલ થયાનુ સાભળીને ગોવિંદરામની યુવાન પત્નિ લલિતાદેવીએ મુખ્ય દરવાજો બધ કરાવીને શક્ય તેટલી તજવીજ થી બદોબસ્ત કર્યો તે પછી રેઝાખાનને કહેવરાવ્યુ કે—" રાજ-કારણો સાથે મારે કશો સબધ નથી રાજપ્રાસાદમા કોઇ રાજવી પુરૂષ નથી પણ હુ એકલીજ છુ આવી સ્થિતિમા તમે જબર જસ્તીથી મહેલમા દાખલ થવાનો કે અત્યાચાર આદરવાનો પ્રયાસ કરશો તો હુ તત્કાળ કેશરીયા કરી રાજમહેલ બાળી ભસ્મીભૂત કરી નાખીશ અને તેની સઘળી જોખમદારી તમારાપર આવશે. એ ચોક્કસ ધ્યાનમા રાખશો '

લલિતાદેવીનો આ સદેશો સાભળી રેઝાખાને વિચાર કર્યો કે આ કાફર લોકો જક્કી હોય છે, અને એકવાર બોલશે તે પ્રમાણેજ કરશે વળી તેમ થવાથી આખુ શહેર અસ્વસ્થ થશે અને બદો-

બસ્ત કરવો મુશ્કેલ થઇ પડશે તેથી હાલમા દરબારગઢ તરફ ન જવુ એજ સારૂ એમ ધારીને તેણે દરબારગઢ કબજે કરવાનો વિચાર હાલ બંધ રાખ્યો

વિનોદપૂરમા પોતાના પતિએ બતાવેલ પરાક્રમ અને ત્યા મેળવેલ વિજયના સમાચાર લલિતાદેવીએ સાભળ્યા હતા અને તેથી તુરતમાજ તે આવશે અને મુસલમાનોને જેર કરીને ગોષ્ટ-વિહાર મુકત કરશે એવી તેને દૃઢ આશા હતી તોપણ અત્યાચારી દુષ્ટ યવનોની ભીતિથી તે એકેક દિવસ બહુજ ચિંતામા કાઢતી હતી

રાજપુત્ર ગોવિંદરામ વિજયાનદથી ગોષ્ટવિહારની સીમામા દાખલ થયો ત્યા રેઝાખાને શહેરમા કબજો કરી રાજના માણસોને કેદ કર્યાના દુ:ખદ ખબર તેના જાણવામા આવ્યા ! તે સાથે તેનો આનદ એકદમ અલોપ થઇ ગયો ! તેણે શહેરથી એક ગાઉ દૂર પોતાનો મુકામ કરીને આગળ શુ કરવુ એનો સેનાપતિ સાથે વિચાર કરવા માડયો

ગોવિંદરામનુ લશ્કર તુરતમાજ થએલ સગ્રામથી થાકી ગયુ હતુ અને હવે પોતાને ઘેર પહોચીને વિશ્રાતિ લેવાશે એવી તેને ધારણા હતી પણ ત્યા મુસલમાનો સાથે ફરીને લડાઇ જાગેલી જોના તે નાઉમેદ થયુ ! નવા લશ્કરની ભરતી કરવા અગર યુદ્ધ સામગ્રીની તૈયારી કરવા વખત નહોતો નવાબી ફોજ સામે લડવામા કોઇ જાગીરદારની ફોજની મદદ મળે એમ પણ નહતુ આવી સ્થિતિમા શુ કરવુ એ ગોવિંદરામને સુઝતુ નહતુ ! રેઝાખાનને શરણે જઇ તાબે થવુ, અગર જીવ લઇ નાસી જવુ, અથવા મરણીયા થઇને મુસલમાનોપર તૂટી પડવુ અને પ્રાણ મુકત થવુ, એ સિવાય બીજો માર્ગ નથી એમ તેની ખાત્રી થઇ પણ આ ત્રણ માર્ગમા તાબે થવુ કે નાશી જવુ એ બાયલાપણાનો અને રાજનીતિ વિરૂદ્ધનો છે એમ તેણે નિશ્ચય કર્યો **સ્વદેશદ્રોહનું મોટુ પાપ બાંધી શરમ ભરેલા જીવવા કરતાં માતૃભૂમિના ઉદ્ધાર માટે પ્રાણ સમર્પણ કરવા એજ શ્રેયસ્કર છે.**

એમ તેણે વિચાર કરતા તેને સેનાપતિએ પણ અનુમોદન આપ્યું. અને તે પ્રમાણે પોતાના લશ્કરને ઉત્સાહ ભરેલા શબ્દોથી પ્રશંસા કરતા તેમણે રાજનો હુકમ માથે ચડાવ્યો

બીજે દિવસે પ્રભાતમા રાજપુત્ર ગોવિંદરામે સેનાપતિ સાથે જેટલા લડવૈયા આવવા તૈયાર થયા તેમને લઇ પ્રાણની પરવા કર્યા વિના ગોષ્ટવિહાર શહેરપર હલ્લો કર્યો

મહમદ રેઝાખાન અસાવધ નહોતો રાજપુત્ર શહેર નજીક આવ્યાના તેને પ્રથમથીજ ખબર મળ્યા હતા તેમ વળતે દિવસે તે શહેર પર છાપો મારવાનો છે એ બાતમી પણ તેણે ગુપ્ત જાસુસ માર્ફત જાણી હતી એટલે તેણે તુરત ચોમેર સીપાઈનો પહેરો બેસાડી દરવાજા બધ કર્યા હતા

રેઝાખાનનુ લશ્કર તાજા દમનુ હતુ તેમ તેની પાસે યુદ્ધ સામગ્રી પણ ભરપૂર હતી અને તે સાથે શહેરનો પણ તેને આશ્રય હતો જ્યારે રાજપુત્રને તેમાની એકે વાતની અનુકુળતા ન હતી તોપણ એવી પ્રતિકુલ સ્થિતિમાયે તેણે શહેર ઉપર છાપો માર્યો અને ખાઇ ઓળગી શહેરના ગઢને નિસરણીઓ માડી પણ કિલ્લા ઉપરના મુસલમાનોના અસહ્ય મારને લીધે બિચારના પુષ્કળ માણસોનો નાશ થયો રાજપુત્રના અતુલ પરાક્રમ જોઈને રેઝાખાન પણ ઘડી વાર ચકિત થયો ઘણીવાર સુધી બન્ને પક્ષમા ઝપાઝપી ચાલી રહી હતી આખરે રેઝાખાને એક કપટ યુક્તિ અખત્યાર કરી તેણે દરવાજાની બાજૂમા અદર ઘણુ લશ્કર ગુપ્તરીતે રાખીને એકદમ દરવાજાના દ્વારો ખુલ્લા મુક્યા, એટલે રાજપુત્ર અને સેનાપતિ વિજયનાદ કરતા અદર દાખલ થયા. તેમની સાથે ગોષ્ટવિહાર રાજ્યના ઘણા લશ્કરીઓ પણ ઘુસ્યા. તે સાથે છુપાએલ યવન સીપાઇઓએ તેમને ઘેરી લીધા અને કત્તલ શરૂ કીધી રાજપુત્ર ગોવિંદરામે પોતાની તરસી સમશેરને ઘણા યવનોનુ લોહી ચખાડયું ! અને શુરવીર સેનાપતિ

પણ રાજકુમારની પાસે ને પાસે રહી અતિશય પરાક્રમ બતાવ્યું. પણ દરવાજા પાછા એકદમ બધ થવાથી બહારના લશ્કરીઓ અદર દાખલ થઇ શકયા નહિ !

મુસલમાન લશ્કર ઘણુ વધારે હોવાથી રાજકુમારનુ કાંઇ ચાલ્યુ નહિ તેના શરીરપર જખમો થવાથી તેની શક્તિ ક્ષીણ થતી ચાલી આખરે એક યવન નગ્દારનો તરવારનો ફટકો ગોવિદરામના મર્મસ્થાને લાગવાથી તે ગત પ્રાણ થતા ઘોડાપરથી ઢળી પડયો ! જે જોના મુસલમાન લશ્કરે જયધ્વનિ કર્યો

મુસલમાનો આવી રીતે વિજયાનદમા નાચી રહ્યા હતા, એટલામા સેનાપતિએ રાજપુત્રનો મૃતદેહ ઘોડાપર લઇ દરબારગઢ તરફ–દોડ કરી તેને પણ ઘણા જખમો થયા હતા તોપણ આં વખતે તેણે પોતાના પ્રાણની પરવા કરી નહિ !

રાજમહેલના દરવાજા પાસે આવી તુરત તેણે દરવાનને ટુકામા હકિકત કહી તેણે દરવાજો ઉઘાડી સેનાપતિને અદર લીધો અને પાછો દરવાજો બધ કર્યો રાજકુમારના ગતપ્રાણની વાત ચોતરફ ફરી વળી સેનાપતિ પોતાના પતિનો મૃતદેહ લઇ આવ્યાનુ સાભળવા સાથે વીરપત્ની લલિતાદેવી એકદમ દોડી આવી પતિ વિયોગથી અત્યત વ્યાકુળ થએલી વલ્લભાએ પતિના ચરણ ઉપર પોતાનુ મસ્તક મુક્યુ સેનાપતિ અને બીજા રાજના સબંધી માણસોએ તેનુ સમાધાન કરવા પ્રયત્ન કર્યો રાજકુમારનુ નરવીરને યોગ્ય એવુ લડાઇમા મરણ થવાથી તેને સદ્દગતિ મળી તેથી શોક કરવાનુ કારણ નથી એમ કુળગુરૂએ કહ્યુ એટલે લલિતાદેવી દેહભાન ઉપર આવી અને શોક ત્યજીને સહગમનની તૈયારી કરવા ફરમાવ્યુ તેનો સતિ થવાનો વિચાર ફેરવવાની સઘળાઓએ ઘણી ખટપટ કરી તેને બહુ સમજાવી, પણ વ્યર્થ ! વીરપત્ની લલિતાદેવીનો નિશ્ચય જરાપણ ફર્યો નહી !

સધ્યાકાળના પ્રશાન્ત વખતે રાજપ્રાસાદના પાછલા ભાગમા

પુન્યપાવની ભાગીરથીના તીર ઉપર યૂવાન લલિતાદેવીએ શાન્તચિત્તથી નવાબના જુલમને સખત શ્રાપો આપતા પોતાના મૃતપતિ સાથે અગ્નિપ્રવેશ કર્યો

રેઝાખાનને આ હકીકત સાભળી આશ્ચર્ય લાગ્યુ ! તુરત તેણે— રાજમહેલ જપ્ત કરી પોતાના કબજે લીધો રાજકુટબના બાકીના રહેલ માણસોને બીજા એક ન્હાનકડા ઘરમા મોકલી તેમને નીમનોક બાધી આપી બનેલી હકીકત નવાબને લખી મોકલી મહમદરેઝાખાન પોતાના કુટબકબીલા સાથે ગોષ્ટવિહારના રાજ-મહેલમા આનદથી રહેવા લાગ્યો

મહમદ રેઝાખાનને ગોષ્ટવિહારના રાજ પ્રાસાદમા સઘળા ભોગો ભોગવવા મળતા હતા, પરતુ એકજ ખામી હતી તે પૂર્ણ કરવા તેણે પોતાની વહાલી પ્રિયા ફૂતિમાબેગમને ગોષ્ટવિહારમા બોલાવી પરતુ મુરશીદાબાદ જેવા વિલાસી શહેરને છોડી ગોષ્ટ-વિહાર સરખા પરદેશી ગામડામા આવવા તે તૈયાર થઇ નહિ પરતુ ' ત્યાનુ કામ આટોપી આપેજ અત્રે વહેલા પધારવુ ' એવો તેનો ઉલટો સદેશો આવ્યો આ વાતની નેરીસાબેગમને ખબર પડી એટલે તેણે વૃદ્ધ નવાબ પાસે જઇ આજીજી કરીને પોતાના ખવિંદ પાસે આવવાની તેણે પરવાનગી મેળવી નવાબે તેને તેમ નહિ કરવા બહુ સમજાવી પણ તેણે પોતાનો આગ્રહ નહિ છોડ-વાથી છેવટે નવાબે પોતાના વિશ્વાસુ નોકર સાથે આપીને દાસીઓ સાથે ગોષ્ટવિહાર તરફ તેને રવાના કરી અને રેઝાખાનને પોતાના હસ્તાક્ષરથી લખ્યુ કે— " નેરીસા તદ્દન નિર્દોષ છે એવી મારી ખાત્રી છે તમારી તેના પતિવ્રત્ય માટે ખાત્રી નહોય તોપણ તેની હઠને લીધે મે તેને તે તરફ મોકલી છે તો તમારો તેના ઉપર પ્રેમ ન હોય તોપણ મારા કુટુબની આબરૂ જાળવવા, અને તમારી ઇજત સભાળવા તમારે તેને તમારી પાસે રાખી લેવી એવી તમને મારી સખત તાકીદ સમજવી "

નવાબનો આ જબરદસ્તીનો હુકમ વાચી રેઝાખાનને

બહુ સતાપ થયો. નેફિસાનુ મુખાવલોકન કરવાની તેને ઇચ્છા ન હતી તોપણ નવાબનો હુકમ નહિ માનવાથી બહુ બુરૂ પરિણામ આવશે, અને આ સઘળા સુખોપભોગ નહિ રહે એ ભીતિથી તેણે નેફીસા બેગમને જનાનખાનામા રાખી લીધી તો પણ તેની સાથે બિલકુલ બોલવુ નહિ, બનતા સુધી તેનુ મોઢુ પણ જોવુ નહિ એવો તેણે નિશ્ચય કર્યો હતો

પ્રેમનુ ખરૂ રહસ્ય–અને પતિ સેવાનુ યોગ્ય મહત્વ કુસ્યાણકુમારીના ઉપદેશથી નેફિસાના અ ત કરણમા બરાબર પ્રતિબિંબત થયુ હોવાથી તેના તિરસ્કારની દરકાર નહિ કરતા પતિના દર્શનથી અને કવચિત મળતા પતિસેવાના પ્રસ ગથી તે પોતાના અહોભાગ્ય માનવા લાગી.



## પરિચ્છેદ અઢારમો.

### ભવિતવ્યતા.

દુભાવે રાજસત્તા તો દબ્યાની હદ હોયે છે,
ડુબાવે દુઃખમાં કોઇ ડુબ્યાની હદ હોયે છે,
પડે સંકષ્ટ અતિશે ત્યાં કષ્ટની હદ હોય છે,
રડાવે કોઇ જુલ્મે તો રડયાની હદ હોયે છે,
હદએ છાંડતાં તેનાં અનર્થો ના મપાએ છે
મગણિયા–બાયલાનાએ પગાક્રમ જગ ઉપાયે છે!

ગોપીકૃષ્ણરાય અને કલ્યાણ કુમારી વીરકિટીરના રાજપ્રાસાદમાં રાજા ઉદયનારાયણના કુટુંબમાં વસતા હતા પણ ગોપીકૃષ્ણરાયે હવે સદાને માટે બિછાનુંજ સ્વીકાર્યું હતું! શારીરિક અને માનસિક વ્યથાના કારણથી તેમને સખત તાવ લાગુ થયો રાજવૈદ્યની દવા શરૂ કરવામાં આવી કલ્યાણકુમારી રાત્રી દિવસ પોતાના વૃદ્ધ પૂજ્ય પિતાના બિછાના પાસે બેસીને પ્રેમથી સેવા ચાકરી કરવા લાગી પણ માનસિક વ્યાધિ આગળ તેનો કાંઇ ઉપયોગ થયો નહિ! તેની સ્થિતિ મરણોન્મુખ થઇ રાજવૈદ્યે નિશાની બતાવી તો પણ કલ્યાણકુમારીએ શુશ્રૂષામાં જરાએ કમી રાખી નહીં. પિતૃસેવા એજ પોતાનું કર્તવ્ય માનીને તે એ માહગીના બિછાના પાસેથી જરા પણ ખસતી નહતી અત્યંત પરિશ્રમ અને માનસિક ચિંતાથી તેના શરીર ઉપર એટલી બધી અસર થઇ કે તે બહુ નિસ્તેજ થઇ અત્યારે તેને ઓળખી શકાત નહિ એ પણ શંકાજ છે!

બે અઠવાડીયા પછી એક દિવસે સંધ્યાકાળે રાજવૈદ્યે

શોકોદ્ગાર કાઢતા કહ્યુ– “આજની રાત્રી જવી મુશ્કેલ છે!” આ શબ્દો સાભળી કલ્યાણકુમારીની આખે અધારા આવી ગયાં! તેને બધુ શૂન્યવત્ જણાયુ! તે પિતાની મૃત્યુશૈય્યા પાસે બેસીને મટકુ પણ માર્યા વિના પોતાના સ્નેહાળ પિતાતરફ જોઇ રહી! તેનુ ચિત્ત અસ્થિર થયુ ઘડીવાર પાસે બેસતી, પાછી ઉઠી ઉભી રહેતી, ફરી બેસતી, વારવાર છાતી ભરાઇ આવતા તે બે હાથે દાબી રાખતી પિતાના મોઢા તરફ જોઇ દીર્ઘ નિશ્વાસ મુકતી! એમ આખી રાત્રી તે કાઢતી હતી. પણ હવે તેને હિમત ર્‌હેતી ન હતી!

ગોપીકૃષ્ણુરાય વૃદ્ધાવસ્થામા તદન અશક્ત હતા તેથી તેમનો શ્વાસ મદ હતોજ તેમા તે આજે તો બેશુદ્ધાવસ્થામા આખો મીચીને પડયા હતા મળસકાના અરસામા તેના કપાળ ઉપર પરસેવો વળવા માડયો કલ્યાણકુમારી રૂમાલથી તે લુછતી હતી ગોપીકૃષ્ણુરાયે આખો ઉઘડી ચોતરફ શુન્ય દૃષ્ટી વડે જોયુ પછી તે ક્ષીણ અને અસ્પષ્ટ સ્વરે સ્વગત બોલ્યા–“અત્યાચાર! ઘોર અત્યાચાર! અમો બગવાળીઓને ઓ માતા ભવાની! છોડવ? આવ– આવ– ! ! !”

કલ્યાણકુમારીએ પિતાના મોઢા પાસે પોતાનુ મોઢુ લઇ જઇને મૃદુ–કપતે સ્વરે ધીમેથી પુછ્યુ–“બાપુ! બાપુજી! શુ કહો છો? તમારી આ અભાગિની પુત્રી તરફ એકવાર તો આખ ઉઘાડી જુઓ!”

ગોપીકૃષ્ણુરાયે એકવાર કલ્યાણકુમારી તરફ અર્ધ મીચેલી આખે જોયુ પણ પાછી આખો વીંચી લીધી! તેમનો કઠ રૂધાયો! અને થોડીવારમા છેલ્લા શ્વાસ સાથે તેમનો આત્મા કષ્ટમય દેહને છોડીને ચાલતો થયો! કલ્યાણકુમારીએ પિતાના નાક પાસે હાથ રાખતા તેને જણાયુ કે શ્વાસોશ્વાસ બધ પડયો છે–પિતાનુ અવસાન થયુ! અત્યાર સુધી દાબી રાખેલ શોક હવે દાબ્યો ન રહ્યો! “હાય! બાપુ! મને હતભાગીનીને એકલી મુકીને કેમ ગયા!

આમ બોલતા તેણે એકદમ રાડ પાડી અને તે બેશુદ્ધ થતી જમીન ઊપર ઢળી પડી !

દરબારગઢની અંદર સઘળાઓને અતિશય દુઃખ થયું. પણ તેમણે કલ્યાણકુમારીને 'તે તેમતો છેવટ સુધાર્યો–યવન કારાગ્રહવાસમાથી તેમનુ અવસાન સુધાર્યુ ' વગેરે કહીને શાન્ત કરી અને ગોપીકૃષ્ણરાયની આખર ક્રિયા કરાવી બિચારી કલ્યાણકુમારી હવે એકલીજ શુન્ય અંતઃકરણથી પોતાની દશાનો વિચાર કરતી બેઠતી ! બીજાઓને શુ ?

ગોપીકૃષ્ણરાયની ઉત્તર ક્રિયા પૂર્ણ થયા પછી એક દિવસે યોગાનંદસ્વામી વીરકિરીટ પ્રાસાદમા આવ્યા કલ્યાણકુમારીના જાણવામા આવતા તે દર્શને ગઇ તેણે ગુરૂ ચરણે વંદન કર્યું. તેને ફરી શોક તાજો થયો તે ડુસકે ડુસકે રડી પડી !

કલ્યાણકુમારીની શોક ભરી સ્થિતિ જોઇ યોગાનંદ સ્વામી સ્મિતપૂર્વક બોલ્યા–" બાળે ! કલ્યાણી ! આવીરીતે મુર્ખની માફક રડે છે શુ ? મે તને જ્ઞાનોપદેશ કર્યો તેનુ શુ આજ કે પરિણામ ? પ્રત્યેકને મૃત્યુ છે એ શુ તુ ભુલી ગઇ ? "

કલ્યાણકુમારી સાડીના છેડાવતી નેત્રલુછતી બોલી–" ગુરૂદેવ ! અમારાઘેર બાપુજી કુદરતી નીયમ પ્રમાણે મૃત્યુવશ થયા હોત તો મને શોક ન થાત ! પણ આ નીચ યવનોના ક્રુર અન્યાચારથી તેમનો અંત આવ્યો એથી મને બહુ દુઃખ થાય છે "

" તેથી પણ તારે શા માટે દુઃખી થવુ જોઇએ ? પ્રત્યેક પ્રાણીનુ પ્રારબ્ધ તેના કર્મો અનુસાર બંધાયું હોય છે તે પ્રમાણે ભોગવ્યા વિના કોઇને છુટકો નથી ! પ્રારબ્ધમા ફરક કરવાની કોઇની શક્તિ નથી તેથી તેના માટે દુઃખ લગાડવુ એ ખોટુજ ! "

" પ્રભુ ! આ પ્રારબ્ધ યોગ ચુકવવાને કોઇ રસ્તો નહિ હોય કે ? "

"છે તેનો એકજ રસ્તો છે અને તે આત્મજ્ઞાન સંપાદન

કરવો એજ છે પ્રારબ્ધ ભોગ દેહને ભોગવવાના હોય છે આત્માને કાઇ નથી અજ્ઞાની દેહનેજ આત્મા માની લે છે અને તેથી દેહને-થનારા સુખદુખ આત્માનેજ થાય છે એમ તેમની ભૂલ થાય છે પણ આત્મજ્ઞાની માણસની દેહ ઉપરની આસ્થા ઉડી જાય છે તેથી તે દેહને થનારા સુખદુ ખથી તે સુખી કે દુ ખી થતો નથી તે હમેશા બ્રહ્માનદમા મગ્ન રહે છે ”

“બ્રહ્મજ્ઞાની મનુષ્યનુ જો દેહાભિમાન નષ્ટ થતુ હોય તો પછી તેને જગતમા કાઇજ કરવાનુ રહેતુ નથી ! એ પછી તે અજગરની પેઠે ક્યાઇ પણ પડયો રહે એમજ ને ? ”

“ ના ના એ તો તદ્દન ગેરસમજ છે માનવીએ પોતાના દેહનુ રક્ષણ કરવુ એટલુજ તેનુ કર્તવ્ય નથી, પણ જગતના વ્યહ-વારને-કુદરતને શક્તિ પ્રમાણે મદદગાર થવુ એ તેનુ મુખ્ય કર્તવ્ય છે ! બ્રહ્મજ્ઞાનીઓની પોતાની ભોગવાસનાઓ નષ્ટ થઇ હોય છે, પરતુ **જગતનુ કલ્યાણ કરવાનુ કર્તવ્ય તેના દેહના અવસાન સુધી છુટતુ નથી.** એટલા માટે બ્રહ્મજ્ઞાની માણસ **સઘળાં કર્મો જનહિતાર્થે કર્તવ્ય બુદ્ધીથી કરે છે.** અને તેનેજ ‘નિષ્કામ કર્મયોગ’ એમ કહેવાય છે ”

“પ્રભુ જો જ્ઞાની માણસને જગતનુ હિત કરવાની પણ કામના અવશેષ રહે તો પછી તેના કર્મો નિષ્કામ કેમ કહી શકાય ?”

“જો સાભળ રજોગુણ અને તમોગુણ નષ્ટ થઇ સત્વ-ગુણની વૃદ્ધી થાય, ત્યારેજ તેને **ત્રિગુણાતિત** એમ કહેવામા આવે છે તેમજ પોતાના ઉપભોગની વાસના સપૂર્ણ નષ્ટ થઇને કેવળ જનસમાજના હિતની કામના તેટલીજ અવશેષ રહે, ત્યારેજ તેને નિષ્કામ એ સજ્ઞા આપી શકાય ! સ્વાર્થમય વાસના એજ **કર્મબધ** છે નિષ્કામ કર્મયોગમા તેવી વાસના નહિ હોવાથી તે કર્મો મોક્ષને પ્રતિબધક થતા નથી ! ”

કલ્યાણકુમારીએ હાથ જોડીને આનદમગ્ન સ્વરે કહ્યુ-“અહાહા ! ગુરૂદેવ ! મને ત્યારે એ નિષ્કામ કર્મયોગનો ઉપદેશ

કરો, ને યોગ્યમાર્ગે લગાડી મને દુખમુક્ત કરો ભગવન્ ! હું આપને શરણે આવી છુ આ જગતમા હવે મારે બીજુ કોઈ કર્તવ્ય બાકી રહ્યુ નથી !"

"બાળે ! થોડુ કર્તવ્ય અદ્યાપિ તારૂ બાકી છે એકવાર તુ તારા ભાઈ પાસે જઈને તેને શાન્ત કર પછી થોડો વખત પતિની સેવા કર તે પછી મારા આશ્રમમા આવજે એટલે હુ તને સત્ય માર્ગનો ઉપદેશ કરીશ '

યોગાનદ સ્વામી જવા નીકળ્યા કલ્યાણકુમારીએ ફરી તેમને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા સ્વામી તેને યોગ્ય આશીર્વાદ આપી સઘળાની રજા લઈ ત્યાથી ચાલતા થયા

બીજે દિવસે કલ્યાણકુમારીએ પ્રવાસની તૈયારી કરી રાજા ઉદયનારાયણ અને રાજપુત્ર સાહેબરામ એ બન્ને ગોપીકૃષ્ણરાયના મૃત્યુના ખબર સાભળી વડનગરથી વીરકિરીટીમા આવેલા હતા, તેમણે કલ્યાણકુમારીને વધારે થોડા દિવસ ત્યા રહેવાનુ કહ્યુ પરતુ હવે અહીં રહેવાનુ કાઈ કારણ નથી, અને અહી રહીને નાહક મહારાજાને સકટમા નાખવાની પોતાની મરજી નથી એમ કહી કલ્યાણકુમારીએ જવાનો નિશ્ચય બતાવ્યો, એટલે કોઈનો રોકવાનો ઉપાય રહ્યો નહિ

ઉદયનારાયણે કલ્યાણકુમારીસાથે એક દાસી અને ચાર હથીયારબધ માણુસો રક્ષણ માટે આપી સારી નૌકામા તેને ગોષ્ટવિહાર રવાના કરી કલ્યાણકુમારીએ નીકળતી વખતે ફરી પોતાનો પુરૂષ વેશ ધારણ કર્યો અને કલ્યાણસીંહ બનીને તે સઘળાની રજા લઈ ખિન્ન અતકરણથી રસ્તે પડી !

કલ્યાણકુમારીના જવા પછી ઉદયનારાયણ અને સાહેબરામ બન્ને વડનગર આવ્યા અને ત્યાથી તેમણે નવાબને પત્ર લખ્યો કે— "ગોષ્ટવિહારના રાજા ગોપીકૃષ્ણરાય થોડા દિવસ પોતાના આશ્રયે હતા ખરા, પણ કમનશીબે તે મૃત્યુવશ થયા અને તેની સાથે

આવેલ રાજપુત્રી કલ્યાણકુમારી ગોષ્ટવિહાર તરફ ચાલી ગઇ છે. તેથી નવાબ સાહેબે પોતાના ઊપર રહેમ લાવી ક્રોધ દૂર કરી પ્રથમની માફક પ્રેમ કૃપા કાયમ રાખવી ”

આ પત્રથી નવાબ મુરશિદ કુલીખાન શાન્ત થવાને બદલે ઉલટો ચીડાયો ઉદયનારાયણે પોતાને ફસાવવાને આ ખોટી હકીકત લખી છે એમ તેને વહેમ આવતા ક્રોધ મતસ થઇ તેણે ઉત્તર લખ્યો કે–“ સરકારનો ગુન્હેગાર ગોપીકૃષ્ણરાય તેને તમે આશ્રય આપીને રાજદ્રોહનો અક્ષમ્ય અપરાધ તમે કર્યો છે ગોપીકૃષ્ણરાય અને તેના મદદગારને હાજર કર્યા વિના આ અપરાધની બિલકુલ માફી મળશે નહિ ગોપીકૃષ્ણરાય ખરેજ ગુજરેલ હશે તો તેનુ મુરદુ અમારી નજરે કરવુ સાત દિવસમા જો તેમ તમારા તરફથી નહિ થાય તો તમે પુરા દ્રોહી છો એમ માનીને તમારાપર સ્વારી કરવામા આવશે એમ ચોકસ માનવુ ”

આવી રીતે અપમાન ભરેલો જવાબ જોઇ રાજા ઉદયનારાયણ પણ બહુજ ક્રોધ મતસ થયો અને તેણે પોતાના સેનાપતિને તુરત લડાઇની તૈયારી કરવા કહ્યુ સાત દિવસ વીતી જવા છતા ઉદયનારાયણ તરફથી કાંઇજ અમલ થયો નહિ તેથી વડનગર ઉપર ચડાઇ કરવાનો નવાબે નિશ્ચય કર્યો



## પરિચ્છેદ ઓગણીસમો.

### સંબંધી સાથે દ્રોહ.

જણેના વૃદ્ધ વડિલો ત્યા નગાની હોય કિમત શી ?
જણેના જાતિભાઇ ત્યા દેરા બધુની કિમત શી ?
છતી આખે અને અધા સ્વાર્થના માધુઓ બધા,
માઠવુ આ મિષે મગત્ મગે કૃગિ તેમ એ ધધા !
કમાઇ જાળમા લોભી લાભ બદલે લિએ હાની,
અદારૂ જીવન એ ભોગે ચોપડી મેરા મુખવાની !

એક દિવસે નવાબસાહેબે દિવાન ખાનજહાન અને સેનાપતિ મહમદ જાનને બોલાવી વડનગર ઉપર સ્વારી કરવાનો પોતાનો વિચાર જણાવ્યો અને લશ્કર તૈયાર કરવાની વરધી આપી

સેનાપતિ મહમદજાન હાથ જોડી નમ્રતાથી બોલ્યો– " જહાંપનાહ ! હજુરનો હુકમ માથે ચડાવુ છુ અને તેનો અમલ કરવા તાબેદાર ગમે ત્યારે તૈયાર છે પણ સેવકની એક અરજ હજુરે સાભળી લેવી જોઇએ વડનગરના રાજા ઉદયનારાયણ સાધારણ નહિ હોતા મોટા સસ્થાનિક છે તે અને તેનો પુત્ર સાહેબરામ એ બન્ને મહાપરાક્રમી યોદ્ધાઓ છે તેનો સેનાપતિ ગુલામ મહમદ અને કાલિયા જમાદાર બન્ને બહાદુર રણવીરો છે શિવાય તેમની ફોજ મોટી અને કવાયતી છે આ બધી બાબતો ધ્યાનમા લઇને હુકમ થાય તે પ્રમાણે કરવા તાબેદાર તૈયાર છે "

" ત્યારે શુ તમે ઉદયનારાયણથી ડરો છો એમ ને ? તમારૂ લશ્કર થોડુ અને શીક્ષિત નથી ? કે તમે તેની સાથે મળી ગયા છો ?

મહમદજાનથી તે શબ્દો સહન ન થયા ! તે ઉભો થઇ બોલ્યો– "જહાંપનાહ ! ભીતિ એ શબ્દ આ બંદા ગુલામની કિતાબમા છેજ નહિ ! તેમજ અન્નદાતા સાથે બેવફા થવાની પણ મારા કુટંબની પૂર્વાપર પદ્ધતિ નથી તોપણ સરકારી લશ્કરમાનો વધારે ભાગ પૂર્ણિયાપ્રાતના બડખોરોને દાબી દેવામા રોકાયો છે. અને કેટલુક લશ્કર મહમદ રેઝાખાન ગોષ્ટવિહાર લઇ ગયા છે. તો પણ હજુર હુકમ થશે તો છે તેટલુજ લશ્કર લઇ વડનગર ઉપર સ્વારી કરવાને તૈયાર છુ પછી તે કામમા મારા પ્રાણ જાય તો પણ ભલે ! પરતુ જશ કે અપજશ મારે માથે નહિ ! તેથીજ અરજ કરી છે "

નવાબે કહ્યુ– "બેસો સેનાપતિ ! બેસો આમ ગુસ્સે ન થાઓ તમારૂ અપમાન કરવાને મે આ કહ્યુ નથી ઠીક ત્યારે દિવાનજી ! તમારી શુ સલાહ છે ? "

"જહાંપનાહ ! વડનગર ઉપર હમણાજ સ્વારી કરવાની હજુરની મરજી હોય તો કૃષ્ણનગરના રાજાની મદદ લેવી એમ મને જણાય છે કૃષ્ણનગરનો રાજકુમાર રઘુરામ હિંમતવાન છે અને તેનુ લશ્કર પણ કવાયતી છે કૃષ્ણનગરનો રાજા ખંડણીની બાકી માટે અટકમા હોવાથી તેનો રાજપુત્ર અહીંજ છે "

નવાબે ચકિત થતા કહ્યુ– "હિન્દુરાજા સાથે લડવાના કામમા હિન્દુરાજા મદદગાર થાય એમ બને ખરૂ કે ? હિન્દુઓ પોતાના જાતભાઇ ઉપર હથીયારો ચલાવવા કેમ તૈયાર થશે ? અને તેમના ઉપર આપણે ભરૂસો પણ કેમ રખાય ? "

"સરકાર ! એ હિન્દુઓના પરિચયમાજ મારી આખી ઉમર જવાથી તેમના સ્વભાવની મને ખબર છે હિન્દુઓ સ્વાર્થી હોય છે. સ્વદેશના કે સ્વજાતિની ઉન્નતિ અવનતિ ના વિચાર તેમને સ્વપ્ને પણ હોતા નથી ! તેમનામાં જો સ્વદેશાભિમાન અગર જાતિ અભિમાન હોત તો આજે

ગણ્યા ગાંઠયા વિદેશી–વિધર્મી યવનોને આટલો મોટો અને સમૃદ્ધિવાન દેશ જીતીને કબજામાં રાખતાં આવડયો હોત કે ? ”

નવાબે સ્મિત કરતા કહ્યુ– “ હા એ તમારૂ કહેવુ ખરૂ છે ઠીક ત્યારે રઘુરામનુ મન કેવી રીતે ફેરવવુ ? આપણી કાઇ નાલાસી ન ગણાય અને કાઇ નુકસાન પણ ન થાય તેમ થવુ જોઇએ ”

“ હજુરનો હુકમ થાય તો એ બધી ગોઠવણ હું બરાબર કરીશ. રઘુરામના પિતાને જેલમાથી કાઢીને તેના અહીના દરબારી મહેલમા નજરકેદ રાખવો રઘુરામ સરકારી કામ બજાવી આવશે તો તેની પાસેની ખડણીની બાકી માફ કરી તેના પિતાને છોડી મુકવામા આવશે એવુ વચન આપવુ એટલે થયુ કામગિરિમા ચુક થાય કે અપજશ આવે તો વચનમાથી આપણે મોકળા ! અને વિજય મળશે તો ખડણી જેટલી રકમ નજરાના તરીકે સહેજે વસુલ કરવામા આવશે ”

નવાબે દિવાનની સલાહ પ્રમાણે કરવા કહીને બન્નેને રજા આપી.

ખાનજહાને રઘુરામને પોતાના મહેલે બોલાવીને તેને લાલચ આપી, અને બિચારો રઘુરામ તેનો ભોગ પણ થઇ પડયો ! અત્યાચારથી પોતાના પિતાની મુક્તતા હાલ થાય છે એટલાજ સ્વાર્થથી લોભાઈને તે સબધીના દ્રોહનુ મોટુ પાપ વોરવા તૈયાર થયો ! પોતાના આ દુરાચરણનુ પરિણામ શુ આવશે ? તેનો તેણે જરા પણ વિચાર કર્યો નહિ અને તેવો વિચાર કરવાની પાત્રતા પણ તેનામા ક્યા હતી ?

થોડાજ દિવસમાં રાજપુત્ર રઘુરામ પોતાના હિન્દી લશ્કર સાથે સેનાપતિ મહમદજાનને આવી મળ્યો અને બન્નેએ નવાબનો હુકમ મેળવી મજલ દરમજલ વડનગર તરફ કૂચ કરી.

કૃષ્ણનગરના રાજા અને તેનો વૃદ્ધ દિવાન, બન્નેને રઘુરામનું આ કૃત્ય ગમ્યું નહિ. પણ હવે કાંઇ બીજું થઇ શકે તેમ

નહિ હોવાથી નશીબ ઉપર ભરોસો રાખી તે સ્વસ્થ બેઠા !

રઘુરામ અને નવાબી સેનાપતિ વડનગર નજીક આવ્યાના ખબર રાજપુત્ર સાહેબરામ અને સેનાપતિ ગુલામ મહમદને ગુપ્ત જાસુસથી મળ્યા એટલે યવન ફોજ શ્રમિત થઇ આવે છે તેને વિશ્રાંતિ નહિ મળવા દેતા અચાનક હલ્લો કર્યો હોય તો થોડી મહેનતે વધારે ફાયદો થવા સભવ છે એમ તેમને જણાતા રાજા ઉદયનારાયણે પણ તે પ્રમાણે કરવા આજ્ઞા આપી

મુસલમાની લશ્કર થાકીને લોથ પોથ થઇ જવાથી વડનગર પાસે પહોચવા સાથે સેનાપતિના હુકમ પ્રમાણે પોતપોતાના ઘોડા વિગેરે બાધી કપડા સામાન ઉતારી છાવણી નાખવાની અને જમવા ખાવાની તૈયારીમા ગુચવાયા સૂર્ય અસ્ત થવાની તૈયારી હતી મહમદજાન અને રઘુરામ છાવણીનો બદોબસ્ત જોવા ફરતા હતા આજની રાત્રી શાન્તતાથી ગુજારી પ્રભાતમાજ શહેર ઉપર છાપો મારવો એમ તેમણે નિશ્ચય કર્યો હતો

સૂર્યાસ્ત થતા અધકાર વધવા માડયો યવન છાવણીમાં ઠારઠાર તાપણીના ભડકા થવા લાગ્યા અને તેના પ્રકાશમા લશ્કરી સિપાઇઓ ખાવાપીવામા ગુથાયા એટલામા શહેર તરફની બાજૂથી ઘોડાના ડાબલાનો ધ્વનિ સભળાવા લાગ્યો રઘુરામ અને મહમદજાન ફરતા ફરતા એકદમ અટકયા તેમણે પોતા સાથેના માણસોને તપાસ કરવા તે દિશા તરફ મોકલ્યા થોડીવારમા તે પાછા આવ્યા અને ભીતિ ભરેલા સ્વરે બોલ્યા—“ શહેર તરફથી મોટુ લશ્કર છાવણી ઊપર ચડી આવે છે ! ”

આ અણધાર્યા ખબર સાભળી બન્ને સેનાપતિઓએ પોત પોતાના લશ્કરને તૈયાર થવા સુચનાનુ સીંગ ફુકાવ્યું. જેથી એકદમ ધમાલ થઇ પડી ! કોઇ ઘોડાઓ ઊપર જીનો માડવા લાગ્યા કોઇ પોશાક પહેરવા લાગ્યા કોઇ હથીયારો બાધવા લાગ્યા કોઇ પોતાનો સામાન સમેટવા લાગ્યા કોઇ પોતાના હથીયાર શોધવા

દોડાદોડી કરવા લાગ્યા આવી રીતે અસ્વસ્થતા છાવણીમા થઇ હતી, ત્યા વડનગરનુ લશ્કર આવીને તેમના પર તુટી પડ્યું ! બન્ને પક્ષમા ઝપાઝપી શરૂ થઇ ! અધારામા શત્રુ કે મિત્રો એ પણ ઓળખી શકાતા ન હતા

મહમદજાન અને રઘુરામ પોતાના લશ્કરને હિંમત આપવાને મોટેથી ઉત્તજીત શબ્દો સભળાવતા હતા તે ઉપરથી સાહેબરામ અને ગુલામમહમદે તેમને ઓળખીને તેમના ઊપરજ હલ્લો કર્યો આ ચારે વીરોમા ઘણુ યુદ્ધ ચાલ્યુ આખરે રઘુરામનો ઘોડો જખમી થતા પડયો તે સાથે રઘુરામ પણ જમીન ઉપર પછડાયો ! સાહેબરામના માણસોએ તેને ઉપાડી હાથપગ બાંધીને શહેર તરફ નસાડયો રઘુરામને ગુમ થએલો જોઇ મહમદજાન ગભરાયો અને તે બીજી તરફ નાસી ગયો એટલે સાહેબરામના ઇશારા પ્રમાણે તેનુ લશ્કર પાછુ ફરીને વડનગરમા દાખલ થયુ અને અદર દાખલ થવા બરાબર દરવાજા બધ કરી લેવામા આવ્યા

યવન લશ્કરે તેનો પીછો લેવાનો વિચાર પણ મનમા આણ્યો નહિ ! પરતુ આવેલ સકટ વહેલુજ ટળ્યુ જાણી સતોષ માનીને તે પાછુ છાવણીમા વ્યવસ્થા કરવામા રોકાયુ

વળતે દિવસે સવારે મહમદજાને પોતાના અને રઘુરામના લશ્કરની તપાસણી કરી. તેમા થોડાજ વખતમા પોતાના વધારે માણસોની નુકસાની થયાનુ તેને જણાયુ અને આ શરમ ભરેલી બિના તે નવાબને લખતા પણ અચકાયો ! અપજશ લઇ પાછા જવુ અગર વડનગર ઊપર છાપો મારવો એ બન્ને રસ્તામાથી એકપણ તેને લાભદાયક જણાયો નહિ ! કારણ કે તેના લશ્કરમા શક્તિ ન હોતી તેથી તેણે વડનગરને ફરતો ઘેરો ઘાલ્યો

મહમદજાન તરફથી પદર–પદર દિવસ થવા છતા કાઇજ ખબર આવ્યા નહિ તેથી બાદશાહનુ ચિત્ત શંકાયુક્ત અને અસ્વસ્થ બન્યું તેથી દિવાન ખાનજહાને વડનગર તપાસવા માટે માણસો

મોકલ્યા તેમણે બનેલી હકીકત આવી જાહેર કરી જેથી નવાબને ખેદ થયો અને સેનાપતિ ઉપર તેને ગુસ્સો ચડયો

હવે આગળ શુ કરવુ એ નવાબે વૃદ્ધ દિવાનને પુછ્યુ ત્યારે ખાનજહાને કહ્યુ— " નામદાર ! આ વખતે આપણને અનુકુળ સમય નથી ! મહમદજાનને વધારે લશ્કરની મદદ મોકલવા હાલ સવડ નથી અને તે લશ્કરથી વડનગર હાથ લાગે એમ મને જણાતુ નથી તેથી હાલ ઉદયનારાયણ સાથે કાઇ વાતચીત ચલાવી સ્વારીનુ કામ બધ રાખવુ અને અનુકુળ સમયની રાહ જોતા તૈયારી કરવી પછી તો હજુરની મરજી ! "

" આપણી નાલેસી ન થાય એવી રીતે વાતચીત થાય તો કરવામા મારી ના નથી " નવાબે નિરૂપાયે કહ્યુ

" એ માટે હજુરે બેફિકર રહેવુ 'માવિંદની આબરૂને નુકશાન ન પહોચે તેમ થશે તોજ હુ તે તજવીજ કરીશ '

વૃદ્ધ દિવાન રજા લઇ જતા નવાબ પોતાના મહેલમા આવ્યો તેણે એ સબધે ઘણા ઘણા વિચારો કર્યા પણ એકે તેના ધ્યાનમા આવ્યો નહિ

બે દિવસ પછી વડનગરથી એક જાસુસ પત્ર લઇ આવ્યો તેમા રાજા ઉદયનારાયણે લખ્યુ હતુ કે— " સરકારના ગુનેહગાર ગોપીકૃષ્ણરાય મારા સબધી હોવાથી તેને મારે આશ્રય આપવો પડયો તોપણ તે માટે હુ હજુરની માફી માગવા તૈયાર છુ વળી ગોપીકૃષ્ણરાય ગુજરી ગએલ હોઇને તેની સાથે આવેલ તેની પુત્રી કલ્યાણકુમારી ગોષ્ટવિહાર ગઇ છે. એમ છતા નવાબસાહેબે વિનાકારણ મારાપર જુલમ આદર્યો છે ! તોપણ એ માટે વિચાર કરીને લશ્કર પાછુ બોલાવી લઇ પ્રથમની કૃપા કાયમ રાખવા મારી ફરી અરજ છે–વીગેરે– "

વડનગરના લશ્કરને પ્રથમ ધડાકે જોકે જય મળ્યો હતો, પણ નવાબના અગણિત લશ્કર આગળ તેમ બાદશાહી સત્તા

આગળ પોતાનો બચાવ નથી એ ઉદયનારાયણ ખૂબ સમજતો હતો. વળી જે માટે આટલા કષ્ટ વેઠી અભિમાન રાખવાનુ તે હવે નથી એવો વિચાર કરીને સંકટ ટાળવા તેણે ઉપરોક્ત પત્ર લખ્યો હતો

દિવાન ખાનજાને એ પત્રનો ફાયદો લઇ તુરત જવાબ લખ્યો કે-"આ તરફથી એક સ્વતંત્ર કામગાર ગોપીકૃષ્ણરાયના તપાસ માટે આવે છે તેને તમારૂ લખવુ ખરૂ છે એવી ખાત્રી થયેથી વડનગરનો ઘેરો ઉઠાવીને નવાબસાહેબ સેનાપતિને પાછો બોલાવી લેશે "

દિવાને તુરત એક વિશ્વાસુ કામગારને તે કામ ઊપર રવાના કર્યો તેણે ઉદયગ્રામ-વડનગર અને વીરકિરીટ જઇ તપાસ કર્યો તેમા ગોપીકૃષ્ણરાય ખરેજ ગુજરી ગએલ અને તેની સાથે તેની પુત્રી શિવાય બીજુ કોઇ ન હતુ, અને તે કન્યા ગોષ્ઠવિહાર ગઇ છે એવી તેની ખાત્રી થઇ દિવાને એ સઘળી હકિકત નવાબસાહેબને કહી તેમના હુકમથી સેનાપતિને ફોજ સાથે વડનગરથી પાછો બોલાવી લીધો માત્ર આ સ્વારીનો ખર્ચ ઉદયનારાયણે આપવો એમ ઠરાવ્યુ

ઉદયનારાયણે તે કબુલ કર્યું રાજપુત્ર રઘુરામને છુટો કરતા તે વીલે મોઢે મુરશીદાબાદ પહોચ્યો નવાબે તેને બહુ ફિટકાર આપ્યો ! અને તેના બાપની નજરકેદ કાયમ રાખી એક વરસમા ખંડણીની બાકી ભરી દેવા મુદત આપી આવી રીતે રઘુરામનો શ્રમ ફોગટ ગયો અને સ્નેહી-જાતિ બંધુના દ્રોહનુ પાપ માથે વોરી લીધુ એ માટે તેને પુરો પશ્ચાત્તાપ હવે થવા માડયો !



## પરિચ્છેદ વીસમો.

**શંકાનુ સમાધાન**

વહેમનુ વાદળ ખસતા સત્યનો સૂર્ય ઉગે જે,
કુતર્કો નાશ પામીને ખરૂ સૌન્દર્ય મળે છે—
રસીમા સર્પની શંકા થતા ભીતી ભરાયેલી,
તેમ મનિ વહેમથી પ્રમદા દૂર પતિથી કરાયેલી—
પ્રતીતી થઇ કસોટીની પ્રીતી બમણી થતી ત્યારે,
નિભેલા કષ્ટ સંભારી દુખી પતિ થાય તે વારે—

કલ્યાણકુમારી ફરી પુરૂષવેશ ધારી કલ્યાણસીંહ બનીને વીરકિરીટીથી નીકળ્યા પછી કેટલીક મુદતે, પ્રથમ જ્યા તેમની તિજોરી ભરેલ નૌકા ઉપર ચોરોએ દરોડો પાડયો હતો ત્યા નૌકા પહોચી તેણે હોડીને ત્યા નાગરી રાખવા ખલાસીઓને વરધી કરી પોતે એકલો જગલમા અદર ગયો ત્યા તેને કાલીમાતાનું પુરાતન દેવળ દ્દષ્ટીએ પડયુ તે દેવાલયની બાજૂમા બાધેલ બીજા ઝુપડાઓ પણ તેના જોવામા આવ્યા ઝુંપડી નહાની હતી તોપણ અદર અને બહાર સ્વચ્છ હોઇ દરેકની આગળ તુલસીક્યારો હતો

કલ્યાણસીંહને કાલીમાતાના મદિરમા આવેલો જોઇ તે ઝુપડીમાના કેટલાક લોકોએ મદિરમા આવી તેનો સત્કાર કર્યો

કલ્યાણસીંહે ધીમે સ્વરે પુછ્યુ— “ અહીં આ વસ્તી નવી દેખાય છે ! આ ગામનુ નામ શુ ? ”

“ પ્રથમ અમે આ સ્થળને કાલીપુર કહેતા હતા પણ ગયા વર્ષથી તેનુ નામ કલ્યાણપુર પડ્યું છે અમારા માલેક નીલકંઠરાયની મરજી પ્રમાણે તે બદલવામાં આવ્યુ છે ”

પોતે ઠેકાણુ ભૂલ્યા નથી એવી કુલ્યાણસીંહની ખાત્રી થઇ પછી **નીલ**કંઠરાય અને તેના સાથીદારોનુ વર્તન કેવુ સુધર્યુ છે તે જાણવાને માટે તે બોલ્યો– "તમે આ જગલમા રહીને શું ઉદ્યોગ કરો છો?"

"ઠાકોર **નીલ**કંઠરાયના ઉપદેશ પ્રમાણે ગરીબોને બનતી મદદ આપીએ છીએ ઠાકોરનાજ ઉત્સાહ ભર્યા શબ્દો અને મદદથી જગલ કાપીને થોડી ઘણી ખેતી કરી છે, ગાયો રાખી છે ગરીબ મુસાફરોને જોઇતી વસ્તુ આપવી, તેમની તપાસ રાખવી, અને કાલિમાતાની પૂજાઅર્ચા કરવી–કરાવીને આનદ કરીએ છીએ! **નીલ**કંઠરાય ખરેજ પ્રભુનો અવતાર! તેમણે પોતા સાથે અમને પાપના કુવામાથી ઉગાર્યા! તેમણેજ અમારો ઉદ્ધાર કર્યો તે અમારા માલેક અને ગુરૂ! તેમને અમો કોઇ દિવસ ભૂલવાના નહિ"

કુલ્યાણસીંહના મનમા કાંઇક શકા આવી તેનુ ચિત્ત અસ્વસ્થ થયુ તે કપતે સ્વરે બોલ્યો– "તે હાલ કયા છે?"

કુલ્યાણસીંહનો આ સવાલ સાભળી સઘળાના નેત્રો અશ્રુથી ભરાઇ આવ્યા તેમાના એક અગ્રેસરે કહ્યુ– "હાય! હાય! ભાઇ! તે અમો પાપીઓને છોડીને સ્વર્ગમા સિધાર્યા! એક મહિના પહેલા તેમને એક ભયકર સ્વપ્ન લાધ્યુ પછી તેમને તાવ આવ્યો અને આઠ દિવસમા તેમણે દેહ છોડી દીધો! અમે પછી તેમનુ ઉત્તર કારજ કર્યું અને તેમના સ્મરણાર્થે તેમની પાદુકાઓ સ્થાપન કરી છે કાલીમાતાની પૂજા સાથે તે પાદુકાઓનુ પણ અમે નિત્ય પૂજન કરીએ છીએ"

એ ગામડાના લોકોનુ કહેવુ સાભળી કુલ્યાણસીંહ એકદમ હતાશ થતો નીચે બેસી ગયો! તેનાથી ઉભુ રહેવાયુ નહિ છાતી ભરાઇ આવી અતિશય શોક થયો. પણ તે તેણે મુશીબતે દાબી રાખ્યો. તોપણ નેત્રમાથી અશ્રુપ્રવાહ તો અસ્ખલિત વહેતોજ હતો!

કલ્યાણસીંહની આવી શોકપૂર્ણ સ્થિતિ જોઇ પેલા લોકોને બહુ આશ્ચર્ય થયુ તેમણે પુછ્યુ– " શુ આપની અને ઠાકોરની પિછાન હતી ? "

કલ્યાણસીંહે અશ્રુ લુછતા કહ્યુ– " હા ગયે વરસે અહીથી મુરશીદાબાદ જતી એક નોકા ઉપર તેમણે હલ્લો કર્યો હતો અને તેમા તે પકડાયા એ તમને સાભરતુ હશે એ નોકા મારીજ હતી અને મે જ તેમને તે વખતે છોડાવ્યા હતા ! "

" અરેરે ! ત્યારેજ–તે આપનુ રાત્રી દિવસ સ્મરણ કરતા આપને તે ગુરૂ માનતા ! આપના ઉપદેશથીજ તેમની આખ ઉઘડી અને તેમણે સારો માર્ગ સ્વીકાર્યો, એમ તે હરવખત કહેતા તે આપની બહુજ રાહ જોતા હતા પણ આપના તેમને છેવટે દર્શન થયા નહિ ! કાલીમાતાની મરજી બીજુ શુ ? "

કલ્યાણસીંહનાથી ત્યા ક્ષણવાર પણ બેસાયુ નહિ તે ગરીબ ગામડીયાઓને તેમના ગુરૂના ઉપદેશ પ્રમાણે બરાબર વર્તવાની ભલામણ કરી, તેમની રજા લઇ તે ત્યાથી તે કાલીમાતાના દર્શન કરીને ગગાકિનારા ઉપર આવી નોકામા બેઠા પછી તે ગોષ્ટવિહાર તરફ હકારવા સુચના કરી

તે દિવસે રાત્રે નોકામાના એકાન્ત સ્થળે કલ્યાણકુમારીએ પોતાના પતિના ગત થવા માટે અત્યત શોક કર્યો ! ત્યા તેને શાન્તિ કોણ આપે એમ હતુ ? આખરે યોગાનદ સ્વામીના ઉપદેશનુ સ્મરણ થતા શાન્ત થઇ આત્મહત્યાના વિચારથી તે પરાવૃત થઇ

કેટલાએક દિવસો પછી કલ્યાણસીંહની નોકા ગોષ્ટવિહાર પાસે આવી પોતે ઘરમાથી નીકળતી વખતે કેવી સ્થિતિમા કેવી ઉમેદથી નીકળી હતી અને થોડાજ અવકાશમા કાલચક્રના સપાટાથી પોતાની સ્થિતિનુ કેવુ પરિવર્તન થયુ ? એ વિચાર મનમા આવતા કલ્યાણસીંહનુ મન બહુજ ખેદિત બન્યું ! તે નોકાપર

ઉભો રહી શૂન્ય નજરે ગોષ્ટવિહારના રાજમહેલ તરફ જોતો હતો. મહેલ ઉપર ચદ્રાકૃતિ લીલુ નિશાન પવન ગતિએ ફડફડતુ હતુ. તે જોઇને તે એકદમ ચમકયો ! અહીં પણ કાઇ વિપરિત બનાવ બન્યો છે, એમ તેને જણાયુ પોતાના બધુ માટે તેને ચિંતા થવા લાગી

ગોષ્ટવિહારના તટપાસે નૌકા પહોચી એટલે સઘળાને નૌકામાજ રહેવાનુ કહી કુલ્યાણસીંહ એકલો નીચે ઉતર્યો ત્યાજ પાસેજ એક ગોવાળીયો તેને મળ્યો તેને પુછવાથી ગોષ્ટવિહારના રાજમહેલમા મહમદ રેઝાખાન રહે છે એમ તેને ખબર મળ્યા પછી કેટલીકવાર વિચાર કરીને તેણે ઉપાધ્યાય શિરોમણી ઠાકોરના ઘરનો રસ્તો લીધો

વૃદ્ધ શિરોમણી ઠાકોર ઘરમા ગીતાનો પાઠ વાચતા બેઠા હતા કુલ્યાણસીંહ પાસે જઇને પ્રણામ કર્યા ઠાકોર મહાશયે તેને તુરત ઓળખતા ‘ વહાલા કુલ્યાણ ’ એમ બૂમ પાડી અને તે તેને ગળે વાત્સલ્ય પ્રેમથી ભેટી પડયા એકબીજાથી ઘણીવાર કાઇ બોલાયુ નહિ તેમના નેત્રમાથી અસ્ખલિત અશ્રુમાત્ર વિસર્જન થતા હતા !

થોડીવારે કુલ્યાણકુમારીએ પોતાનો પુરૂષવેશ કાઢી નાખ્યો પછી તેણે પિતાના સ્વર્ગસ્થ થયાના ખબર કહ્યા શિરોમણી ઠાકોરે પણ ગોષ્ટવિહારના યુદ્ધની–તેમા રાજપુત્ર ગોવિંદરામ ગતપ્રાણ થયાની–અને લલિતાદેવી સતિ થયાની હકીકત કહી આ એકદમ ભડકી નીકળેલી દુ ખની ભયકર જ્વાલાઓથી બિચારી કુલ્યાણકુમારીનુ કોમલ હૃદય બળીને ખાખ થયુ તેના નેત્રમાથી અશ્રુજળ પણ સુકાઇ ગયુ ! સ્નાન ભોજનાદિ આટોપીને કુલ્યાણકુમારી વિચાર કરવા લાગી કે હવે પોતાને જગતમા કોઇપણ માયા બધન રહ્યુ નથી તેથી ગુરૂસેવામા રહીને મનુષ્ય જન્મની સાર્થકતા કરવા વિના બીજુ કોઇ કર્તવ્ય અવશેષ નથી માટે તેજ સાધવુ.

રેઝાખાન નેફીસાબેગમ સાથે રાજમહેલમા રહેલ છે એમ કુલ્યાણકુમારીને ઠાકોર દ્વારા ખબર મળ્યા તે સાભળી તેને આશ્ચર્ય લાગ્યુ અને તે સાથે એક બાકી કર્તવ્ય પૂર્ણ કરવાનો પ્રસગ આવ્યા માટે આનદ પણ તેને થયો નેફિના બેગમનો બાદશાહી પરવાનો પાછો આપી દઇ પછી પોતે ચાલ્યા જવાનો તેણે નિશ્ચય કર્યો

સાયકાળે કુલ્યાણકુમારીએ ફરી પુરૂષવેશ પહેરીને બે ઘડી રાત્રી જવા પછી એક મુસલમાની બુરખો અગ ઉપર ઓઢીને તે ઠાકોરના ઘેરથી નીકળી ગજસ્ત્રિઓનુ અતપુર તે જાણતી હતી તેથી સિધી બેગમના મહેલે પહોચી ત્યા પહેરા ઉપર એક સિપાઇ હતો તેને તેણે પરવાનો બતાવ્યો તે કોઈ મોટા ઘરની મુસલમાન સ્ત્રી હોવી જોઇએ એમ તેણે બુરખા ઉપરથી માનીને પરવાનાને કુરનિશ બજાવી તેને અદર જવા દીધી

નેફિસાબેગમ પોતાના મહેલમા પતિને માટે પુષ્પહાર ગુથતી બેઠી હતી, પાસે એક દાસી ફૂલો વીણીને આપતી હતી કુલ્યાણસીંહને અદર આવવા સાથે બેગમે તુરત તેને ઓળખ્યો અને હાથમાનો પુષ્પહાર પડતો મુકી તેણે એકદમ આગળ જઇ આલિંગન આપ્યુ એ જોઇ દાસી મુગે મોઢે બહાર ચાલી ગઈ નેફિસાએ કુલ્યાણસીંહનો હાથ પકડીને તેને એક કોચ ઉપર પોતાપાસે બેસાડયો એક બીજાએ અન્યોઅન્ય કુશલ પૂછયા બાદ એક બીજાની હકીકત પણ કહી

કુલ્યાણકુમારી અચાનક ગુમ થવાથી પોતાના ઉપર કેવુ દુષ્ટ કલક આવ્યુ, અને તેની કેવી દુખી સ્થિતિ થઇ તે હકીકત પણ કુલ્યાણકુમારીને નેફિસાએ કહી તે વખતે પોતે કુલ્યાણકુમારીના ઉપદેશ પ્રમાણે કેવા દૃઢ નિશ્ચયથી અને નિસ્વાર્થ બુદ્ધીથી વર્તી, અને તેનુ કેવી રીતે સારૂ પરિણામ આવ્યુ એ વાત પણ ટુકમા નેફિસાએ કહી કુલ્યાણકુમારી ઉપર ટુક વખતમા આવી પડેલ આપત્તીના વાદળા અને તેની દુખપૂર્ણ દશા જોઇ નેફિસાનુ

અંતઃકરણ ભરાઈ આવ્યું ! તેણે કલ્યાણકુમારીનુ બહુ પ્રકારે શાંતવન કર્યું

કલ્યાણસીંહના દાખલ થવા સાથે જે દાસી બહાર ચાલી ગઇ તેણે તેને ઓળખ્યો હતો મુરશીદાબાદ બેગમ પાસે ગુપ્તરીતે તેજ રાજપુત્ર આવતો હતો અને તે વાત ખાનસાહેબને નહિ કહેવાથી પોતા ઉપર તે નારાજ થયા હતા તેથી આ ગુપ્ત વાત હવે તુરત ખાનસાહેબને કહીને પાછી મહેરબાની મેળવવાના વિચારથી તે દાસી ત્યાથી સીધી રેઝાખાનના બગલે પહોચી હતી. અને ત્યા તેણે એકાન્તમા સઘળી હકીકત કહી

રેઝાખાન ભુખ્યા સીંહની માફક સમશેર લઇને એકદમ નેફિસાના મહેલ તરફ નીકળ્યો બેગમને તેના યારની રૂબરૂ ફજેત કરી, તેનો ગુનોહ સાબીત ઠરાવવો અને પછી એ બદમાશનુ માથુ ઉડાવીને તે માથુ નેફિસા સાથે નવાબ તરફ મોકલવુ એટલે તે બુઢ્ઢાની ખાત્રી થાય એવા નીચ વિચારથી અને ક્રૂરતાથી મનમા બળતો રેઝાખાન સેતાની હાસ્ય કરતો નેફિસાના મહેલે આવ્યો અને તેણે દરવાજાને બહારથી લાત મારી કમાડો ઉઘાડ્યા

રેઝાખાનને જોઇ નેફિસા અને કલ્યાણસીંહ બન્ને ઉઠીને ઉભા થયા નેફિસાએ આગળ થઇને પતિનુ પ્રેમથી સ્વાગત કર્યું તેની આ નિર્લજતા જોઇ રેઝાખાન બહુજ ખીજવાયો તે તેને પાછી ધકેલતા બોલ્યો– “ દુષ્ટા ! પાપિણી ! તારા આ યારની સમક્ષ પતિનુ સ્વાગત કરવા જતા તને શરમ નથી આવતી ? કોઇ બજારમા દુકાન માડીને બેઠેલી વેશ્યા જેટલી પણ તને લજ્જા નથી રહી શુ ? ”

“ વહાલા ! શુ આ જુઠો આરોપ ? એ મારા ગુરૂદેવ છે ! તેમણેજ મને શુદ્ધ પ્રેમનુ તત્વ અને પત્નીના કર્તવ્ય સમજાવ્યાં છે ! ”

“ હા. રતિશાસ્ત્રના તે તારા ગુરૂ ખરા. અને સ્ત્રિઓનાં કપટ નાટકની પ્રતિતી આપનારા તે મારા પણ ગુરૂજ છે ! તારા

દેખતાંજ હવે તેમને ગુરૂદક્ષિણા આપીને તારા અને તેમના દેવામાથી એક સાથેજ હુ મુક્ત થવા માગુ છુ ઓ બેશરમ ! તારા મહેલમા તારા એ દુષ્ટ યાર સાથે તને પકડી છતા, હજુ પોતાનો પશ્ચાત્તાપ પૂર્વક અપરાધ કબુલ કરવાને તને સુઝતુ નથી કેમ ? નહિ, પણ હવે તારી કબુલતની મારે શુ દરકાર છે ? આ નીચ સાહસી કાફરનો શિરચ્છેદ કરીને તેનુ મસ્તક તારા પાપના ફળ તરીકે તારા ગળામા બાંધીને તને નવાબસાહેબ તરફ હમણાજ મોકલુ છુ " દાત પીસતા રેઝાખાન બોલ્યો અને કલ્યાણસીંહ તરફ તરવાર ઉગામતો દોડયો

કલ્યાણસીંહ જરાપણ નહિ ડરતા તિરસ્કારની નજરે જોતો ઉભો રહ્યા હતો નેફિસા દોડી જઈને પોતાના પતિનો તરવાર ઉગામેલો હાથ પકડી રાખતા બોલી– " હ હ ! પ્રાણનાથ ! સ્ત્રી હત્યાનુ પાપ વહોરી ના લેતા ! આપના સરખા સૂરાની સમશેરને સ્ત્રીના લોહીનો આભડછેટ નહિ મહેવાય ! હુ આપની ધર્મપત્નિ હોવાથી આપની સાથે મારૂ પણ નામ કલકિત નહિ કરો "

રેઝાખાન પાછળ હઠતા ચકિત થઇ બોલ્યો– " શુ સ્ત્રીહત્યા ? કયા છે સ્ત્રી ? દુષ્ટા ! તુ મને આધળો ઘેલો ધારીને ઉઠાવવા માગે છે એમ ?

નેફિસા કલ્યાણસીંહ પાસે જઇ નમ્ર સ્વરે બોલી– " ઓ વહાલી બહેન ! રાજકુમારી ! મને ક્ષમા કર હવે તારૂ ગુપ્ત રહસ્ય રાખવુ મુશ્કેલ છે આપનુ ખરૂ સ્વરૂપ પ્રકટ કરી મારા વહાલા પ્રાણની ખાત્રી કર તેમ કરવાથી તારા પર કોઇ પણ જાતનુ સકટ નહિ આવવા દઉં એમ હુ સોગન લઇ કહુ છુ "

કલ્યાણકુમારીએ ઉઠીને પોતે પહેરેલો પુરૂષવેશ કાઢી નાખ્યો. અને સાડીનો છેડો બરાબર સુધારી લઇ તે અવનત મુખે એક તરફ ઉભી રહી તેનુ અપ્રતિમ સૌંદર્ય જોઇ રેઝાખાન ચકિત થયો તેના હાથમાની સમશેર નીચે પડી ગઇ ! અને તે

ખીસીયાણો થઇ એક કોચ ઉપર કલ્યાણકુમારી તરફ ચકિત દૃષ્ટીથી જોતો બેઠો. પોતાને ભુલથાપ ખવરાવવા નેફિસાએ આ કાંઇ કપટ તો કર્યું નહિ હોય એવી તેને જરાવાર શ કા આવી. પણ કલ્યાણકુમારીનુ કુદરતી મનોહર સૌદર્ય જોઇને તેની તે કુચ કા વધારે વાર ટકી નહિ

નેફિસા અને કલ્યાણકુમારીને બન્નેને સામેના પલ ગ ઉપર બેસવાનુ કહી રેઝાખાન ધીમે સ્વરે બોલ્યો– ' રાજકુમારી " મુરશિદાબાદમા નેફિસાના મહેલમા પુરૂષવેશથી તુંજ આવતી કે ? નેફિસાએ નવાબી પરવાના તનેજ આપ્યો હતો ? અને તે પરવાનાનો ઉપયોગ કરીને યવનવેશથી ગોપીકૃષ્ણરાયને જેલમાથી તુંજ ઉઠાવી ગઇ હતી કે ? તારૂ રહસ્ય પૂર્ણ ચરિત્ર સાભળવાની મને બહુ ઉત્કઠા થઇ છે મને તારો ભાઇ સમજીને નિર્ભયતાથી તારી સઘળી હકીકત કહે "

કલ્યાણકુમારીએ રેઝાખાનનો તેની ભલમનસાઇ માટે ઉપકાર માન્યો. અને પોતે ગોષ્ઠવિહારથી નીકળી ત્યારથી અત્યાર સુધીની સઘળી હકીકત સ્વસ્થતાથી કહી દુ ખના પ્રસ ગોનુ ફરી કહેતી વખતે સ્મરણ થતા તેની આખમા અશ્રુ આવ્યા જે તેણે બહુ હિંમતથી દબાવ્યા

કલ્યાણકુમારીની શુદ્ધ પિતૃભક્તિ, ઉચ્ચ બુદ્ધિ, અને સાત્વિક ધૈર્ય જોઇ રેઝાખાનને આશ્ચર્ય લાગ્યું ! અને બહુજ ટુ કા વખતમા તેના પર આવેલા ઘણા દુ ખના પ્રસ ગોથી તે પાષાણ હૃદયી રેઝાખાનનુ અ ત કરણ ભેદાઇ ગયુ ! નેફિસા બેગમનુ કોમળ અ ત કરણ તો એટલુ પીગળી ગયું કે કલ્યાણકુમારીની હકિકત કહેવાઇ રહી તોપણ નેફિસાના નેત્રમાથી તો અશ્રુ અટક્યાજ નહિ !

થોડીવાર સ્તબ્ધ રહ્યા પછી મહમદરેઝાખાન દિલગીર થતા બોલ્યા– " હાયરે ! બહેન કલ્યાણકુમારી ! કમનસીબે તારો સત્યાનાશ થયો છે, અને તે નાશ કરવામા કારણભૂત હુ થયો છુ

એથી મને બહુ ખેદ થાય છે! પણ ગઇ ગુજરી પાછી આવતી નથી. મારા હાથથી તારૂં ઘણું નુકસાન થયું છે, તોપણ તે તો મારી બેગમને સત્યમાર્ગના ઉપદેશ આપીને મારાપર ઉપકાર કર્યો છે! આ તારા ઉદાર સ્વભાવને ઉપમાજ નથી તુ ખરેખર મૃત્યુ ભૂમીની પ્રત્યક્ષ દેવી છે મારા સઘળા અપરાધોની હવે ક્ષમા કર અને અમારી સાથે મુરશિદાબાદ ચાલ ત્યા નવાબસાહેબને તારી સઘળી હકીકત કહીને ગોષ્ટવિહારની જાગીર તારા નામે કરી આપુ ”

ખાનસાહેબ! મારાપર આવી પડેલા દુ ખના ડુ ગરાઓ માટે હુ આપને જરાએ દોષ દેતી નથી તે મારા સચીન! પણ હવેથી બ ગ જમીનદારો સાથે દયાની લાગણીથી વરતશો તો બસ છે મારે જાગીર લઇ શુ કરવી છે? માબાપ ભાઈ કુટ બી પતિ પુત્ર એમાથી કોઇપણ જાતની માયાનુ બ ધન મારે રહ્યુ નથી! **હવે તો સઘળી પૃથ્વી એજ મારી જાગીર, સઘળા પ્રાણીઓ એજ મારા સગાસબ ધી,** અને **ઇશ્વર ભજન તથા લોક કલ્યાણ એજ મારૂં કર્તવ્ય!** તમારી નજીવી જાગીરની કે સઘળી મૂગલ પાદશાહતની મારે શી પરવા છે?” કલ્યાણકુમારીએ વિરક્તિપૂર્ણ સ્વરે કહ્યુ

નેફિસા અશ્રુ પૂર્ણ દષ્ટી વડે બોલી—“ વહાલી બહેન! આવી રીતે ઉદાસ અને વિરાગી ન થતી! તારી જાગીર તારે ન જોયતી હોય, કે સસારમા ન પડવુ હોય તો પ્રભુ ભજન કરતી મારી પાસે રહેજે. હુ માતાની માફક તારૂં સન્માન સભાળીશ-તારી સેવા કરીશ ”

“ બેગમસાહેબ! મારો સસાર હવે બહુ મોટો—વિસ્તારવાળો થયો છે! તે સાથે મારા કર્તવ્યોની જવાબદારી પણ વધી છે તે મારે કેવી રીતે પૂરી કરવી એ મારે મારા ગુરૂદેવ પાસેથી જાણી લેવુ જોઇએ. માટે હવે મને રજા આપો. અને આ નવાબી પરવાનો મારી પાસે રાખવા આપ્યો હતો તે પાછો લ્યો.”

કલ્યાણકુમારીએ પરવાનો નેફિસા આગળ મૂક્યો અને તે તુરત ઉઠી. રેઝાખાન અને નેફિસાએ તેને થોડા વધારે દિવસ પોતા પાસે રોકાવા કહ્યું પણ તેણે તે માન્યું નહિ કલ્યાણકુમારીએ ફરી પુરૂષવેશ પહેર્યો પછી રેઝાખાનની રજા લઇ, અને નેફિસા બેગમને આશિર્વાદ આપી તે રાજમહેલમાથી બહાર નીકળી. રેઝાખાન અને નેફિસા તેને દરવાજા સુધી પહોચાડવા ગયા કલ્યાણકુમારીના રક્ષણ માટે રેઝાખાને બે વિશ્વાસુ માણસો સાથે આપ્યા

કલ્યાણસીંહ શિરોમણી ઠાકોર અને તેની સ્ત્રીની રજા લેવા તેમના ઘેર ગયો તે સ્નેહાળ દંપતિને સમજાવતા પણ તેને બહુ કઠીણ પડયુ પછી તે પોતાની નૌકામા આવી બેઠો અને તે ગગા પ્રવાહમા ઝપાટાથી ચાલવા લાગી. બિચારી કલ્યાણકુમારી આજે સદાને માટે ગોષ્ટવિહાર છોડી ગઇ !



## પરિચ્છેદ એકવીસમો

**છેવટ ''**

> દુખની વાત સાંભળતા દુખિ દિલ જેટલું થાતું,
> પડે પ્રત્યક્ષ આવીને દિલે હલકું વધુ થાતું,
> વળી દિન વીતતા થોડા ભુલાઇ શાન્ત ચિત થાયે,
> વિરાગી વૃત્તિ વધવાથી તુચ્છ સંસાર મન થાયે-
> મુકી વ્યવહાર લૈકિકના વળે પરમાર્થને પથે,
> તરી પોતે જગત તારે દઇ ઉપદેશને અંતે—

રેઝાખાન અને નેફિસાબેગમ મહેલમા પાછા આવ્યા પછી રેઝાખાને પોતાની પત્નિની શુદ્ધાત કરણથી માફી માગી અને પ્રેમ વેગથી તેને દૃઢ આલિંગન આપ્યુ ! કલ્યાણકુમારીનો ઉપદેશ સફળ થયો, અને પોતા ઉપરનો નીચ આરોપ દૂર થયો તેથી નેફિસાને અત્યાનંદ થયો રેઝાખાનની પ્રથમની પ્રીય પત્નિ ફૈતિમાબેગમના નિષ્ઠુર વર્તનથી તેના માટે રેઝાખાનનુ મન વિરક્ત થયું હતુ, તેમા નેફિસાના પ્રેમભર્યા નમ્ર અને એકનિષ્ઠ વર્તનની ઉંડી અસર થતા, તેણે ફૈતિમાબેગમને બિલકુલ વિસારી દીધી અને નેફિસાબેગમને સર્વસ્વ અર્પણ કરીને તેના શુદ્ધ પ્રેમનો ભક્ત બન્યો નેફિસાના સુખની પરમાવધિ થઇ !

રેઝાખાને બનેલી હકિકત અને કલ્યાણકુમારીનુ ટુંકુ ચરિત્ર તેણે રજુ કરેલા પરવાના સાથે નવાબ સાહેબ તરફ પત્રદ્વારા મોકલ્યુ અને પોતાના અપરાધ માટે ક્ષમા માગી અને પોતાની વહાલી નેફિસા સાથે હજુરની સલામે આવવા રજા માગી

પત્ર વાચીને વૃદ્ધ નવાબને આનંદ થયો. તેણે તુરત રેઝાખાન

અને વહાલી પૌત્રી નેફિસાને મુરશીદાબાદ બોલાવ્યા.

મુરશીદાબાદ આવ્યા પછી નવાબે રેઝાખાનની રૂબરૂ કુલ્યાણકુમારીનુ ચરિત્ર ફરી એકવાર નેફિસાના મોઢેથી સાંભળ્યું તેથી નવાબને પણ કૌતક જણાયું તે પછી ગોષ્ટવિહારની જાગીર બિનવારસ તરીકે નવાબી રિયાસતમા ખાલસા કરી લેવી નહિ દેતા કુલ્યાણકુમારી માટે તેના કોઇ સબધીને આપવી એમ નેફિસાએ નવાબ સાહેબને વિનતી કરી રેઝાખાને અનુમતી બતાવી તેથી નવાબે તે ખુશી થઈ કબુલ રાખી અને દિવાન ખાનજહાનની સલાહથી કુલ્યાણકુમારીના નજીકના સગાને શોધીને કુલ્યાણકુમારીના ખર્ચ માટે તેના સ્વાધીન કરી

સેનાપતિ મહમદજાન વડનગરની સ્વારીમા અપજશ લઈ આવવાથી તેનાપર નવાબ નારાજ થયા હતા માટે તેને હુકમ સેનાપતિ ઠગવી મહમદ રેઝાખાનને મુખ્ય સેનાપતિ નીમ્યો વૃદ્ધ દિવાન ખાનજહાન બુદ્ધિવાળો શાણો અને ન્યાયપ્રિય હોવાથી, તેના વહિવટમા ખડણીની બાકી માટે બગ જમીનદારો ઉપર થતા અત્યાચારો અટકયા તોપણ ખડણીની વસુલાત તો પ્રથમના અત્યાચારોની ભીતિથી બાકી રહેતી નહોતી તેથી કોઇના ઉપર જબરદસ્તી ગુજારવાનો વખતજ આવતો અટકયો તેમ ખાનજહાન તરફથી ઘણી સગવડતા પણ કરી અપાતી તેથી જમીનદારો ઘણા નિર્ભય થયા

* * * *

કુલ્યાણકુમારીની નૌકા યોગાનદ સ્વામીના આશ્રમ પાસે આવતા તે ત્યા ઉતરી અને પોતાપાસેનુ સઘળુ દ્રવ્ય અને અલકાર વિગેરે હતુ તે બધુ નૌકા ઉપરના ખલાસીઓ અને આવેલા રક્ષકોને આપીને તેમને વડનગર મોકલ્યા પછી તેણે પોતે પહેરેલ પુરૂષ વેશ ગગાર્પણ કરીને તેણે ગગાસ્નાન કર્યું અને પોતાના નૈસર્ગિક ખરા વેશે નિર્ભયપણે તેણે સ્વામીના આશ્રમનો માર્ગ લીધો.

બપોરનો વખત થવાથી યોગાનંદ સ્વામી નિત્યકર્મો આટોપી

કંદમૂળ લેવાને જંગલમાં ગયા હતા કલ્યાણકુમારી મંદીરમાં ગઈ. અને શ્રી શંકરને વંદન કરીને સ્વામીની રાહ જોતી બેઠી થોડીવારમાં યોગાનંદ સ્વામી આશ્રમમાં આવ્યા કલ્યાણકુમારીએ સાષ્ટાંગ કર્યાં. સ્વામીએ તેને ઓળખીને અપત્યપ્રેમથી તેનું સ્વાગત કર્યું અને કુશલ પુછ્યું કલ્યાણકુમારીએ ખિન્ન અને દુ:ખી સ્વરે પોતાની કર્મકથની સ્વામીને ટુંકમાં કહી સંભળાવી આ વખતે તેણે મનને ઘણું દાબ્યું તોપણ તેનાથી રડી જવાયું!

યોગાનંદ સ્વામી બોલ્યા– "કલ્યાણી! તકદીરના ભોગ અને દુ:ખને માટે શોક કરવો એ શાણાનું કર્તવ્ય નથી પ્રાપ્ત-સ્થિતિનો સદ્દુપયોગ કેમ કરી લેવો એજ શાણા માણસે વિચારીને તે પ્રમાણે વર્તવાનું છે તોજ માણસો પોતાની ફરજ યોગ્ય રીતે બજાવી શકે પ્રભુએ તને જગતના સંસારી બંધનોથી મુક્ત કરી આત્મોદ્ધારનો માર્ગ સીધો કરી આપ્યો એ માટે તે જગતનિયંતાનો તારે ઉપકારજ માનવા જોઇએ હવે તું ધારીશ તો જગતનું કલ્યાણ કરી તારો ઉદ્ધાર પણ તું સહજ કરી શકીશ"

"ગુરૂદેવ! એજ ઈચ્છાથી હું પાછી આપની પાસે આવી છું તો કૃપા કરીને બ્રહ્મજ્ઞાન અને નિષ્કામ કર્મયોગનો ઉપદેશ આપો અને મારાથી બનતી સેવાનો સ્વીકાર કરી મને કૃતાર્થ કરો"

"કલ્યાણી! તારી પ્રથમની જીજ્ઞાસા હજી કાયમ છે તે જાણી મને સંતોષ થાય છે તું આ આશ્રમમાં થોડા દિવસ રહીને શ્રીમદ્દભગવદ્દ ગીતાનું અધ્યયન કર એટલે તારા સઘળા સંશયની નિવૃત્તિ થતાં તને શાન્તિ પ્રાપ્ત થશે" યોગાનંદ સ્વામીએ કહ્યું

કલ્યાણકુમારીએ સાદા ભગવા કપડા પહેરી યોગાનંદ સ્વામીના આશ્રમમાં તે તપસ્વિની બની યોગ્ય ગુરૂસેવા ભક્તિપૂર્વક કરવા લાગી. યોગાનંદ સ્વામીનું સ્વાનુભવસિદ્ધ શિક્ષણ, અને કલ્યાણકુમારીની વૈરાગ્યપૂર્ણ શુદ્ધ બુદ્ધિનો સંગમ થતાં એક વર્ષમાંજ તેનું અધ્યયન પુરૂં થયું અને તેની બુદ્ધિ શુદ્ધ–કર્તવ્ય-માર્ગને ઓળખવા લાગી.

પોતાની શિષ્યા આટલી ટુંક મુદતમા ધારવા કરતાં વધારે શિક્ષીત થએલી જોઇ યોગાનંદ સ્વામીને અત્યંત સમાધાન થયું. પછી તેમણે તેનું નામ **બાલબ્રહ્મચારિણી** અથવા **બાલતપસ્વિની** એવુ રાખી તેને આશિર્વાદ આપી, અજ્ઞાન જનોને સદ્બોધ આપવા સારૂ તીર્થયાત્રા કરવા જવાની આજ્ઞા આપી

ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે **યોગિની**–કલ્યાણી રજા લઈને તીર્થાટન કરવા નીકળી રસ્તે જે જે ગામો આવતા ત્યા ભગવદ્‌-ગીતામા કહેલ નિષ્કામ કર્મમાર્ગનો ઉપદેશ આપતી તેની મીઠીવાણી, નિર્દોષ પ્રતિપાદન શૈલી અને નિસ્વાર્થી વર્તન જોઇ શ્રોતાઓ તેમા તલ્લિન થતા

આવી રીતે ટુંક મુદતમા **બાલયોગિની**નુ નામ સર્વત્ર બાલ–વૃદ્ધ, સ્ત્રી–પુરૂષોના મોઢે ગવાતુ થયુ !!



## આ નવલકથાના અગાઉથી ગ્રાહક થએલ ગૃહસ્થોના મુબારક નામો

(લેખક તરફના)

૫ શર્ધની ઓધવજી મોનજી જામનગર
૩ ભીખાભાઇ કાલિદાસ પટેલ
બિલાપીની કંપની, ટોલીગંજ
૪ માધવગાવ શિવરામ ડાયરેકટર
વડોદરા
૧ દુલ્લભરામ ઘોકળજી, મોહનપુર
૧ પટેલઝ વેગદાસ મથુરભાઇ કલાલી
૧ જાની લક્ષ્મીશંકર વજેશંકર હળવદ
૧ જાની ભાઇશંકર અ દરજી "
૨ છગનલાલ લક્ષ્મણ પટેલ
જામજોધપર
૧ કરૂણાશંકર અમૃતલાલની કુ૦
વડાળા
૧ શવજી શામજી સતવાણી જોડીયા
૧ પ્રેમશંકર મગનલાલ જામજોધપર
૧ ઓવરસીયર પરસોતમ દેવકરણ
ભાણવડ
૧ ભટ લક્ષ્મીશંકર ગોવિંદજી કરાચી
૧ તુળસીદાસ માધવજી એટશ ખોદ્દાર
૧ મોહનલાલ લક્ષ્મીદાસ કલકત્તા
૧ ફ્રેન્ડ સોસાયટી C/o જેઠાલાલ
ભગત જામનગર
૧ સરવેયર જયાશંકર પીતાંબર દવે
વાંકાનેર
૧ આણંદજી રઘુનાથજી આચાર્ય
અમરેલી
૧ મોરજી દેવજી વેલજી બાલંભા

૧ પટેલ કાબા ડોસા રાયડી
૧ સાકરચંદ માધવજી સાથલુળી
૧ કામદાર કાનજી પાનાચંદ
સમઢીયાળા
૧ સરવેયર ખોડીદાસ દેવજી મોવૈયા
૧ થાણદાર લાલજીભાઇ વાલજી
કુહાડવા
૧ શેઠ જાદવજી મૂળજી ખાખસરી
૧ વલ્લભદાસ ઝવેરચંદ "
૧ નગીનલાલ ડી પારેખ ભાલોદ
૧ હિરૂભાઇ-સુર, મેનેજર
ધાર્મિક આશ્રમ ડહેલી
૧ રાવળ ભવાનીશંકર મૂળજી લતીપુર
૧ રઘુનાથદાસ કલ્યાણદાસ અલીયા
૧ મગનલાલ કાનજી કલકત્તા
૧ મહેતા ઉમીયાશંકર લાલશંકર "
૧ મણિલાલ ધુપેલીયા C/o શેઠ
કલ્યાણજી માવજીની કું ઝરીયા
૧ વકીલ લક્ષ્મીદાસ મેઘજી
જામખંભાળીયા
૧ લજ્જાશંકર ગૌરીશંકર "
૧ વૃજલાલ પરમાનંદ વર્મા "
૧ કુન્દનલાલ મોહનલાલ "
૧ દયારામ સાર્વજનિક પુસ્તકાલય
જામનગર
૧ જાદવજી હરજીવન મામલતદાર
લાલપુર

૧ મણિલાલ દુલ્લભજી વકીલ.
ભાણવડ

૧ ભટ જટાશંકર મણિશંકર
સ્ટેશન મા. જોધપુર

૧ વકીલ છગનલાલ સુંદરજી ”

૧ કુમારશ્રી જીવુભા સાહેબ એ. ડી.
સી. જામનગર

૧ કુમારશ્રી નવલસિંહજી શિવસિંહજી.
સાયબુના દરબાર, જામનગર

૧ વકીલ નેમચંદ પુજાજી જામજોધપુર

૧ જેઠાલાલ કરમશી. મુંબઈ

૧ મગનભાઈ નાનાભાઈ દેસાઈ
મહાલકારી સતાપુર

૧ જેઠાલાલ પીતાંબર ”

૧ દરબાર શિવુભા રામાજી ”

૧ ઠાકર જેઠાલાલ સવજી

૧ ધનજીભાઈ ગીગાશેઠ બર

૧ શા દ્વારકાદાસ મોતીભાઈ
ઉમરે

૧ શેઠ હીંમતલાલ જમનાદાસ ઉમ

૧ શા મોહનલાલ મથુરદાસ (ગાં
ઉમં

૫ પરી રણછોડદાસ જેઠાભાઈ

